# ભેદી રાજકુમાર

યાને

# કીસ્મતનો ચમત્કાર

(નીતિનાં સીદ્ધાંતોથી રચાએલી કલ્પીત નવલકથા)

—: લેખક :—

શ્રીયુત મણીલાલ મોહનલાલ માતરીઆ

( સાતીવાડ મુ. ગોધરા )

પ્રકાશક

બુકસેલર જદુલાલ નારણદાસ

ઠે. સ્વામીનારાયણનું મંદીર મુ. નડીઆદ.

કીંમત રૂ. ૧–૮–૦

Therefore to the end
Be wise, and what fates may send
Take thou, nor struggle in the net
Wherein thine helpless feet are set.

W. MORRIES.



આવૃતી ૧.

પ્રત ૨૦૦૦.

સન ૧૯૨૫.

પ્રકાશકઃ—જદુલાલ નારણદાસ બુકસેલર.

પ્રસિદ્ધ કર્યાની જગ્યા—સ્વામીનારાયણના મંદીર પાસે

નડીઆદ.

મુદ્રકઃ—રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદી.

મુદ્રણસ્થાનઃ—સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ.

ભટવાડી પોળ આગળ, ઉમરેઠ.

## અનુક્રમણિકા

---

## ☛ જાહેર ચેતવણી ☚

# પ્રકરણ ૧ લું

## શિવાલયમાં ગુપ્ત સંકેત.



નીર વિનાની નદી, પત્રો વિનાનું વૃક્ષ, અને લુણ વિનાનું ભોજન, જેમ નીરૂપયોગી છે; તેમ સત્ય વિનાનું જીવન આ જગત્‌માં કંઇજ ઉપયોગી નથી. ચંદ્ર વિનાની રજની જેટલી શ્યામ જણાય છે, તે કરતાં પણ સત્ય વિનાનું જીવન અધીક શ્યામ ગણાય છે. × × × × × ×

સૃષ્ટીમાં મહાન હીરાની કીંમત જેટલી ગણાય છે; તે કરતાં પણ વધારે કીમત સત્ય રૂપી હીરાની મનાય છે. સુવર્ણના અલંકારો મનુષ્યને ઘણી વખત મહાન ઉપદ્રવમાં લેઇ જાય છે; ત્યારે સત્યરૂપી શૃંગાર મનુષ્યને ગમે તેવી વીપત્તિમાંથી મુક્ત કરે છે. જગતની નજરમાં જણાતાં કીંમતી ઝવેરાતો કાળે કરીને નાશ પામે છે; પરંતુ સત્યરૂપી જવાહીર કદી પણ નાશ પામતું નથી.

સંધ્યા સમય થએલો હોવાથી દીનમણીના સારથીએ સપ્તમુખી અશ્વોનો રથ ત્વરાથી ચલાવવા માંડયો. પોતાના પ્રતિ સ્પર્ધીને નિસ્તેજ થએલો જોઇ નિશા દેવીનાં લાડકડાં બાળકો ગગનમંડળમાં એક પછી એક પ્રગટ થઇ હીરાકણીઓની પેઠે ચળકવા લાગ્યાં. કમળો પોતાના પોષક સૂર્યદેવને નહિ જોવાથી ખીન્ન થઇ નીચે નમી ગયાં. ચંદ્રના ચળકાટને જોઇને પોયણીઓ ખીલવા લાગી. દેવળોમાં સંધ્યા આરતીના ઘંટ સંભળાવા લાગ્યા. મ્યુનીસીપાલ દીપકો પ્રગટ થઇ અંધકારનો ભક્ષ કરી પોતાનો તેજોમય પ્રકાશ રસ્તામાં પ્રસરાવતા હતા. નવલપત્નીઓ પોતાના પતિને આનંદ આપવાને અર્થે સુંદર વસ્ત્રાભુષણ સજવા લાગી. કાર્યના શ્રમથી શ્રમીત થએલા સુઘડ પુરૂષો શાન્તિને અર્થે બાગબગીચા જેવાં સુંદર સ્થળોએ વીશ્રાંતી લેતા હતા. લક્ષ્મીની લહેરથી અને જુવાનીના જોસ્સથી છકેલાં યુવક-યુવતીઓ હાથમાં હાથ મેળવી નવીન નાટય પ્રયોગ નીહાળવા જવા લાગ્યાં. ઘટીકા યંત્રમાં ટકટક થતા અવાજથી અંદર રહેલા નિર્જીવ પદાર્થો ચેતન પામી પોતાની ચાલને આગળ ચલાવી ધીરે ધીરે સાત-આઠ-નવ-દશ. એમ વગાડતા આગળ વધવા લાગ્યા તેમ તેમ સૃષ્ટીનુ સૌન્દર્ય બદલાવા લાગ્યું. નિંદ્રાદેવીના હુમલાથી હાર પામી ઘણાં મનુષ્યો તેને શરણ થયાં હતાં. તેથી તેમના માલનું રક્ષણ કરનાર રૈનપાળી સીપાઇના અવાજો શીવાય સર્વત્ર

શાંતતાની છાયા ફેલાઇ રહી હતી.

તે વખતે વીજાપુર શહેરની ઉત્તરે આવેલા ભયાનક જંગલ તરફ કોઇ ત્રણ મનુષ્યો ગુપ્ત રીતે જતાં હતાં. તે ત્રણે મનુષ્યો ઘડીમાં લપાતાં, છુપાતાં, અદ્દશ્ય થતાં હતાં. તેઓ પોતાના પગલાંના અવાજને સંભાળતાં, ચુપકીથી ચાલતાં હતાં. પોતાના માથાથી પગ સુધીના બુરખા ઓઢેલા હોવાથી તે કોણ હશેઃ તે સમજી શકાય તેમ નહોતું. તેઓ ધીમે ધીમે ઝાડી વટાવી ખુલ્લા મેદાનમાં આવ્યાં જ્યાંથી થોડે દુર પુરાતન હાલતમા એક શિવાલય આવેલું હતુ ઘણી સંભાળથી તે ત્રણે મૂર્તિઓ શિવાલયમાં ગઇ. અને પોતાને નિર્ભય માની મોં ઉપરના બુરખા દૂર કર્યા. હવે તેઓ સ્પષ્ટ રીતે જણાવા લાગ્યાં; કે તેઓમાં બે પુરૂષ અને એક સ્ત્રી હતી સ્ત્રીને જોતાં અનુમાન થઇ શકતું હતું કે; તે કોઇ રાણીની માનીતી દાસી હોવી જોઇએ બે મધ્યેનો એક પુરૂષ રાજ્યમાં કોઇ સારો ઓદ્ધો ધરાવતો હોવો જોઇએ. ત્યારે બીજો પુરૂષ ઘણુજ ભયંકર દેખાવનો સર્વાંગે બદશીકલ હતો. તેનાં તામ્ર વર્ણા નેત્રો જોઇને ગમે તે શખ્સ તને ખુની ધાર્યા વીના રહે તેમ નહોતું.

પ્રીય વાચક ? આપણે તેમના રૂપ-રંગની જરૂર નથી. પરંતુ તેઓનાં કર્તવ્યો જોવા જરૂર હોવાથી મારી પાછળ

નીડરતાથી ચ લ્યો આવ. આપણે તેમના વીચારે ગુપ્ત રીતે સહેલાઇથી જાણી શકીશુ.

"પ્રિય ગુલાબ! હજુ આપણા તકદીરમાં આમ કેટલા દીવસ સંતાવાનુ બાકી રહેલું છે?" પ્રથમ દેખાતો રાજવંશી પુરૂષ તે સ્ત્રીને સબોધીને બોલ્યો. વ્હાલા "મદાન્ધસેન? શું, તમોને હજુ આ ગુલાબના વચનનો વિશ્વાસ નથી કે? આપના સુખના સૂર્યનો ઉદય થવાને ફક્ત એકજ રાત વચ્ચે રહેલી છે. આજે રાણીસાહેબ પદ્માવતીએ મને વચન આપ્યું છે કે; તમે રાજાજીને ગમે તેમ પતાવી નાખો, (મારી નાખો) એટલે પછી આ વિજાપુરનું રાજ્ય અને સર્વ ધન સંપત્તિ આપની જ છે."

"ગુણીઅલ ગુલાબ! તુ જરા વિચાર કર, તારી રાણીએ મને આવો ખોટો ભરૂસો આપી ઠગ્યો નથી કે?"

"વ્હાલા મદાન્ધસેન! આંબા કદી રત વિના પાકેજ નહિ. સબુરીના ફળ મીઠાં છે. જે કામ કળથી થાય છે, તે કદી બળથી થતુ નથી. ધીરજ એજ કિમતી કળા છે." ગુલાબે ઉપદેશની ખાણ ઉઘાડી મદાન્ધસેનને બતાવી.

"ચાલ છટ" મદાન્ધસેન ચીડાઇને બોલ્યો. "જુઠી ગુલાબ! તારી આપેલી ખોટી લાલચથી લલચાઇને હુ ચોરની પેઠે છુપાઇ કદી પણ ત્યાં આવવા ઇચ્છતો નથી. મારા જેવો

છેલ બટાઉ પુરૂષ તારી રાણીના ભીખારણ જેવા રૂપ ઉપર મોહી પડે, તે શું બનવા સંભવ છે ? નહિજ, કદી નહિ. પણ તને આપેલા વચનથીજ અને રાજ્ય વૈભવની તૃષ્ણાથી મારી પ્રીતિ પદ્માવતીથી જોડાંઇ. ? ગુલાબ તું સમજે છે કે, રાણી સાથે પ્રીતિ કરવાનું જોખમ કેટલું ભયકર છે. કદી હીમાલય પર્વતને બાથમાં ઘાલી હલાવી શકાય, પરંતુ સર્પના દરમાં તો હાથ ઘાલી ન જ શકાય. પીંગલા સાથેની પ્રીતિ પ્રગટ થતા ગરીબ બીચારો અશ્વપાળ દેશનીકાલ પામ્યો હતો. પરતુ પાપી પીંગલા તો મહેલમા રહી ચમન ઉડાવતી હતી, કેમ સમજી ?"

"શાંત થાવ, વ્હાલા શાંત થાવ, આજ દીન સુધીની તન્દી માફ કરો. અને ફક્ત એક રાત્રી વધુ ધીરજ ધરો. એટલે પછી આપ કાલથી વિજપુરના નૃપતિ, સમસ્ત રાજ્ય સિદ્ધિના માલીક છો." જેમ ભવિષ્ય વેત્તા હોય, તેમ ગમાર ગુલાબે મદાન્ધસેનનું ભવિષ્ય કહી સભળાવ્યુ.

વળી થોડી વાર વિચાર કરી પોતાનો લાભ સાધવાની ઇચ્છાથી ગુલાબ મદાન્ધસેનને કહેવા લાગી.

"મહારાજ ! આપને રાજ્યગાદી પ્રાપ્ત થયા પછી કઇ ભાગ્યવતી સ્ત્રી પટરાણી પદે બીરાજશે તેનો નિર્ણય કર્યો કે ?"

"ગુલાબ, ગુલાબ," ધૂર્ત મહાન્ધસેને નીચ દાસીના ગુપ્ત મનોરથ સમજી જઇ તેને ખુશી કરવાની ઇચ્છાથી કહ્યું. "ગુલાબ! ખરેખર, તું નારી રત્નમાં એક અમૂલ્ય હીરો છે. એવો કયો મદભાગ્ય પુરૂષ હોય, તે તને પોતાની પત્ની કરવાને નાખુશ હોય? જો સાંભળ, આ દવાની શીશી જે મેં મારી સાથે આણેલી છે, તે દેખાવમાં સુગંધીદાર અત્તર જેવી જણાય છે, પરંતુ તે શીશીમાં ભયંકર ઝેરી દવા છે. જે સુંઘવાથી મનુષ્ય તુરત બેભાન થઇ જાય છે. તે દવા રાજાજીને સુંઘાડી તેમને મહેલની પછવાડે આવેલી સરિતામાં નાખી દઇશું; પછી આ અસિથી રાણીના બે ટુકડા કરીશું. પછી હું રાજા–અને તુ રાણી, કેમ હવે તો ખુશી થઇ ને?"

ગુલાબ એક ઉચ્ચાર બોલે, તે પહેલાં બાજુમાંથી એક મોટો ભયંકર ધ્વની થયો. અને તુરત ધિક્કાર–યુક્ત વાણી સંભળાઇ.

"ખુશી! અરે નીચ, નીમકહરામ કુતરા. બે ખુન કરી તું ખુશી થવા ઇચ્છે છે કેમ? પરતુ તારો દૈવ પ્રતિકુળ હોવાથી હું તારી સાથે ને સાથે તારા પડછાયાની પેઠે રહીશ. જેથી તું મહારાજાના એક વાળને પણ ઇજા કરવા સમર્થ થઇ શકીશ નહિ.

ગુપ્ત અવાજ બંધ થયો, પરંતુ આ શ્યામ કૃત

કરનારી ત્રિપુટી ભયથી થરથર ધ્રુજવા લાગી. મદાન્ધસેન મુખ ઉપર કૃત્રિમ જુસ્સો લાવી મંદીરમાંથી બહાર આવી તીવ્ર દૃષ્ટિથી ચારે બાજુએ નિહાળવા લાગ્યો, પરંતુ બહાર મેદાનમાં ઘોર અંધારી રાત્રિ શિવાય કંઇ જોઇ શકયો નહિ. તેથી વધુ ભયભીત થયો. અને તુરત મંદીરમાં જઇ મંદીરનાં દ્વાર બંધ કરી દીધા.

---







## પ્રકરણ ૨ જું

## વિનાશ કાળે વિપ્રિત બુદ્ધી

--(૦)--

"સ્ત્રી ચરીત્રને રોતાં બાળ—તેનો કોઈ ન પામે પાર"



સુવર્ણની દાબડીમાં રહેલા કાચના ટુકડાની કિંમત થઈ શકતી નથી, પરંતુ હીરા, માણેક વીગેરે રત્નો લાખની દાબડીમાં પણ કીમતી મનાય છે. તેમ સ્ત્રી તેના બાહ્ય નાશવંત સૌન્દર્ય કરતાં—હૃદયમાં રહેલા સદ્દગુણોથી પૂજ્ય ગણાય છે રૂપના ગર્વમાં છકી જઈ નીચ કાર્યમા પ્રવૃત થઈ પીંગલાએ પતીને રાજ્ય મહેલનો ત્યાગ કરાવ્યો, પણ સદ્દગુણની સીડી ઉપર ચઢનાર સતી સાવીત્રીએ પોતાના પ્રીયતમનુ આયુષ્ય વધારી રાજ્ય સંપાદનનો આશીર્વાદ યમ પાસેથી અપાવ્યો હતો. × × × × × ×

એકજ શેરડીના રસમા જેમ ખાંડ અને ગોળ બન્ને

બનાવવાનો ગુણ સાથે રહેલો છે, તેમ સ્ત્રીને સદ્ગુણની કેળવણી આપવાથી તે રત્નની ખાણ થાય છે. નહીતો તેમને વીદ્વાનોએ નર્કની ખાણ કહેલી છે-તે યથાર્થ છે. × × ×

ભયભીત મદાન્ધસેને મંદીરમાં જતા ગુલાબને તુરત રાજ્ય મહેલમાં જવા માટે કહ્યું. ભયથી ધ્રુજતી ગુલાબ ઉઠી, અને શીવાલયમાથી રાજ્ય મહેલમાં જવાનો ગુપ્ત માર્ગ કાઢવા લાગી.

ગુલાબે પ્રથમ શીવલીંગને ગોળ ફેરવી બહાર કાઢયું. એટલે એક ભૂગર્ભમા માર્ગ નજરે પડયો. તેની અંદર ઉતરવાની એક સીડી ગોઠવેલી હતી. પ્રથમ તે બન્ને પુરૂષો અંદર ઉતર્યા, એટલે ગુલાબે ઉતરીને તે શીવલીંગને ભોંયરાના ગુપ્ત દ્વાર ઉપર બરોબર ગોઠવી દીધુ. ત્રણે જણાં સીડી ઉતરી રહ્યા; એટલે સપાટ રસ્તો પથ્થર જડેલો આવ્યો. થોડે દૂર ચાલતાં એક મોટી દીવાલ નજરે પડવા લાગી. તેની ગુપ્ત કળ દબાવતાં તે ભીત દૂર ખસી ગઇ. એટલે નીર્ભય થઇ ત્રણે જણા આગળ ચાલ્યાં. પ્રકાશનો માર્ગ બંધ થવાથી અંધારૂં ઘોર થઇ રહ્યું. તેથી મદાન્ધસેને પોતાની પાસેનું ફાનસ સળગાવી પ્રકાશ કર્યો. જેની મદદથી થોડે દૂર ચાલ્યા પછી એક સુંદર તલાવડી જેવુ જણાવા લાગ્યું. ગુલાબ તે તલાવડીની અંદર ત્રણ ચાર પગથીઆં ઉતરી, અને ત્યાં

રાખેલી ગુપ્ત ચાવી ફેરવવાથી તે સ્થળે અન્ય ભોંયરૂં પ્રગટ થયું. તેઓ નીડરતાથી અંદર ઉતર્યા-હવે તેઓને ઘણી સાંકડી ગલીમાંથી પસાર થવું પડયું. ધીરે ધીરે તે ગલીમાંથી તેઓ એક ખુલ્લી જગ્યામાં આવી પહોંચ્યા. જ્યાં આગળ એક મજબુત દીવાલ ચણેલી હતી. તે દીવાલમાંથી ખાનગી નીશાનીવાળી થોડી ઇંટો કહાડી અંદર ગોઠવેલી નીસરણી ઉપર ચડવા લાગ્યાં. ત્રીસ પગથીઆં ચઢયા પછી ગુલાબે સંકેતદ્વારાનો ઘંટ વગાડયો. તુરત જમીન જેવો દેખાતો ઊપરનો ભાગ ખસી ગયો, એટલે તે સર્વે ઊપર ચડી ગયાં એટલે તેઓ એક મહાન ભવ્ય બાગમાં દાખલ થયાં; તે બાગ વિજાપુરના રાજ્યમહેલની પાછળ આવેલો હતો. તેઓ હવે ઘણી સંભાળથી ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતા તેઓ એક લટકતી દોરડાની સીડી સમીપ આવી પહોંચ્યાં. તે દોરની સીડી રાજ્યમહેલના સાતમા માળની બારી ઉપરથી લટકાવેલી હતી, તે સીડીની મદદથી તેઓ ત્રણે જણા એક પછી એક ઉપર ચડવા લાગ્યાં.

"પુનઃ તીરસ્કારયુક્ત ગંભીર હાસ્ય સંભળાયું કે જે અવાજ ત્રિપુટીએ શીવાલયમાં પ્રથમ સાંભળ્યો હતો. અવાજ ઘણા જ જુસ્સાથી થવા લાગ્યો–

"નીમકહરામ ચંડાળો, જેના અન્નથી તમારૂં પાપી

શરીર પોસાયું છે, તે અન્નદાતારનો વધ કરવા તમો તત્પર થયાં છો; પરંતુ યાદ રાખજો-કે ઇશ્વર તમારા પ્રપંચી કાર્યને કદી ફળીભૂત કરશે જ નહી.

અવાજ તદન બંધ થયો અને તે ત્રિપુટી સાંભળેલું ન ગણકારતાં દોરડાની સીડી ઝાલી સડસડાટ ઉપર ચાલી ગઇ.

× × × × × ×

અસલના વખતમાં ભરતખંડમાં વિજાપુરનું રાજ્ય ચક્રવર્તી ગણાતું હતું. તે રાજ્યની રૈયત રામ રાજ્ય જેવી સુખી હતી. રાજા પ્રજા વચ્ચે પિતા પુત્રથી અધીક સ્નેહ હતો. વિજાપુરમાં લોકો રાત્રે ખુલ્લાં દ્વાર મુકી નીરાંતે સુતા હતા. ત્યાંનો રાજ્ય મહેલ જુના કારીગરોએ બાંધેલો હોવાથી, ઘણો ભવ્ય લાગતો હોવાથી જોનારને એમજ ભાસ થતો હતો કે; જાણે વિશ્વકર્માએ સ્વહસ્તે બાંધ્યો હશે. રાજ્ય મહેલના દ્વારમાં સુંદર સ્ફાટીક જડેલા હતા.

આ રાજાની રીદ્ધી સીદ્ધી ઉભરાઇ જતી હોવાથી રાજા પોતાને સંપૂર્ણ ભાગ્યશાળી માનતો હતો, પરંતુ તેને ખબર ન હતી કે; માળવાધીપતિ ભર્તૃહરી જેવા વીદ્વાનો પણ સ્રીચરિત્રમાં ફસાવાથી દુઃખી થયા છે. પીંગળા કરતાં પણ તેની (વીજયસેનની) માનીતી રાણી પદ્માવતી પોતાનું કાર્ય શાધવામાં ઘણી ઘાતકી અને કુશળ છે; તેથી તે તદન અજાણ હતો. તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે; તેની બેહદ

ખુબસુરત રાણીએ નીચ પટાવતથી યારી કરી તેનો જાન લેવાનુ ભયકર કાવત્રુ તેની ગેરહાજરીમાં રચેલું છે. * * * આપણે પ્રથમ વાંચી ગયા, તેમ શ્યામકૃત કરનારી ત્રિપુટી દોરડાની સીડીની મદદથી ઉપર વર્ણવેલા સુદર રાજ્યમહેલમાં આવી પહોંચી.

રાજા વિજયસેન શીકારે જવાથી મહેલમાં પદ્મ્માવતી એકલી હતી. તેણુ સતીત્વને ઢાગ આરભી રાજ્યમહેલમા કોઇને ન આવવાનો સખત હુકમ કર્યો હતો. ફકત તેની માનીતી દાસી ગુલાબને તેની પાસે રહેવા દીધી હતી. કારણુ કે ગુલાબની મદદથી તેનો યાર મદાન્ધસેન ગુપ્તમાર્ગેથી નીડરતાથી આવી શકતો હતો. મદાન્ધસેન ઘણો લોભી હતો. તેને આટલા સુખથી સંતોષ મળ્યો નહિ તેથી તેણે રાજાના પ્રાણુ લેવા વારવાર પદ્મમાવતીને સમજાવી કહેવા માંડ્યું કે રાજા પ્રાણુ રહીત થાય, તો આપણે નીરતર નીડરતાથી એશઆરામ કરીએ. આ વાત પદ્મમાવતીને યોગ્ય લાગી. તેથી મદાન્ધસેન ખુશી થયો. મનમાં શેખશલ્લીની પેઠે તર્ક બાધતાં તેને વીજાપુરની ગાદી પોતાની દેખાવા લાગી. પદ્મમાવતી પણ માનેલા પતિથી સુખ મેળવવા અધીરી બની, અને શીકારેથી રાજા પાછા આવતાંજ તેને સ્વર્ગપુરીની વાટ બતાવવા નિશ્ચય કર્યો. પરંતુ તેને કયાં ખબર હતી કે; તેની વિશ્વાસુ ગુલાબે તેને મારી નાખી પટરાણી થવાનું વચન

મદાન્ધસેન પાસેથી મેળવ્યું હતું. ત્યારે મદાન્ધસેનનો તર્ક ઘોડો તેથી આગળ દોડતો હતો. તેણે ગુલાબને મારી નાખી પટરાણીનુંપદ પોતાની માનીતી ગણિકા પ્રિયવૃંદાને આપવાનું ધાર્યું હતું. અને તેથી પોતાની સાથે માગ તરીકે તેના નોકર જેસલને તેડતો આવ્યો હતો. મદાન્ધસેનને પણ ખબર નહોતી કે; તેના દુષ્ટ વીચારો ઇશ્વરને પસંદ નહતા. તેના પાપીષ્ટ કાર્યમા વીઘ્ન કરતી તેની સાથે એક અદૃષ્ય વ્યક્તિ ફરતી હતી. અદૃષ્ય રહેલા પરમાર્થી પુરૂષને પણ માલૂમ ન હતું કે; ધર્મ કરતાં તેને બક્ષિસમાં દેશવટો મલનાર હતો.

પ્રિય વાચક ! તે શ્યામ કર્તવ્ય કરનારી ત્રિપુટી નિત્યના સંકેત સ્થાને ગઇ. ત્યાં નીચ પદ્દમાવતી તેમની વાટ જોતી બેઠી હતી. મદાન્ધ આવતાં ઉભી થઇ, પ્રણામ કરી, બેસવાનુ આસન આપતા બોલી, “ પ્યારા મદાન્ધસેન ! કલરાત્રિ સુધીમાં મારો પતિ શીકારેથી પાછો આવશે. તેને તમો નિંદ્રા વખતે જરૂર સ્વધામ પહોચાડી દઇ નિષ્કંટક આ વીજાપુરનું રાજ્ય ભોગવવા ભાગ્યશાળી બનો. પછી આ દાસી પાણ સદા આપની છે.

“ મદાન્ધસેન તેની મધુરી વાણીથી તેના પ્રેમમાં દીવાનો બની ગયો હોય, તેવો ઢોંગ કરી તેને શાબાશી આપતાં કંઇક કહેવા જતો હતો; તેટલામાં નીચેના ભાગમાં

ગરબડ થતી સાંભળતાં ગુલાબને તપાસ કરવા મોકલી. ગુલાબ તપાસ કરી પાછી આવી હાથ જોડી કહેવા લાગી.'

"બાઇ સાહેબ! એક કોઇ ગરીબડી ડોસી આપને રૂબરૂમા મલવા ઇચ્છે છે. તેને દરવાન બહાર કાઢતો હોવાથી તે ડોસી તકરાર કરતી હતી. તેને શાન્ત કરી આપનો હુકમ સાંભળવા હુ તુરત પાછી આવી છુ. આજ્ઞા ફરમાવશો."

પદ્માવતીએ થોડીવાર વીચાર કરી તેને ઉપર લઇ આવવાની રજા આપી. ગુલાબ તે વૃદ્ધ ડોસીને ઉપર લેઇ આવી. તે ડોસીના મુખમાંથી વારંવાર પવીત્ર સીતારામનો મ ત્રોચ્ચાર થતો હોવાથી પરમ ભગવતી સાધુબાઇ જણાતી હતી. તેને જોતાં મદાન્ધસેન પોતાના રંગમાં ભંગ પડેલો જોઇ ક્રોધાંત થઇ બોલ્યો.

"અય બદશીકલ બુઢ્ઢી! તુમ કૌન હય? ઔર ઇધર આનેકા સબબ કયા હય?"

"સાધુબાઇએ બહેરાટનો ઢોંગ મચાવ્યો. અને મદથી અ ધ બનેલા મદાન્ધસેનના જવાબમાં ફક્ત સીતારામના નામનો જાપ જપવા માંડયો. આથી મદાન્ધસેને ક્રોધથી તે વૃદ્ધાને પદ પ્રહાર કરી ગુસ્સાથી બરાડવા લાગ્યો."

"અય ડૌસી! તુમ કૌન હય, વો મય પૂછતા હું.

"ગ. ગ. ગ. રી. રી. રી. બ. બ. બ. પરવર હું

એક ડોસી છું. જય સીત રામ, જય સીતારામ, જય સીતારામ,

આવા વિચીત્ર જવાબથીં મદાન્ધસેનનો ક્રોધ દાવાગ્નિ પેઠે સળગવા લાગ્યો. અને તેને થોડી ગાલી પ્રદાન કરી ગુસ્સાથી બરાડવા લાગ્યો.

"તુમેરા સીતા રામ સ્વર્ગમેં ચલ ગયે હય, વો ઇધર નહી હય ફીર તુમ કીસ બાત કે લીએ ઊસકુ હર દફે યાદ કરતી હય. અય પાજી મેંભી વોતો જાનતા હું કે; તુમ ડોસી હય, મગર મેં પુછતા હું કે, તુમ કોનસા સબબસે ઇધર આઇ હય, વો ફૌરન બોલ જાવ, નહી તો ફીર તુમકુ ધક્કા લગાકે ઇધરસે નીચે ગીર દઉંગા. મદાન્ધસેને અર્ધ મીશ્રીત હીન્દી-ગુજરાતીમાં વાત ચલાવી. " સાધુબાઇ અતિ નમ્રતાથી બોલી, મારા ખવીંદ પદ્‌માવતીબાના પિતાને ત્યાં નોકરી કરતા હતા. એક દીવસ જંગલમા તેઓ રાજાજી સાથે ગયા હતા. ત્યાં તેમને એક ઋષિની કૃપાથી પુત્ર રત્નની પ્રાપ્તિ થાય, તેવું ફળ મળ્યું હતું. પરંતુ અમારી બન્નેની ઊમ્મર વૃદ્ધ હોવાથી તે ફળ અમો દંપતિને કંઇ કામનું નહતું. માટે તે ફળ લઇ અમો પદ્‌માવતીબાને ભેટ આપવા સારૂ પતિ-પત્ની આવતાં હતાં. પણ અફસોસ! હાય! અફસોસ! થોડા દીવસ ઉપર જંગલમાં મારા પતિને વ્યાઘ્ર ઊઠાવી લઇ ગયો. ફળ મારા સ્વામી પાસે હોવાથી તે

તે કીમતી ફળ પણ નાશ પામ્યું. મારા પતિને દુષ્ટ દૈવે અચાનક ખુંચી લેવાથી, હાય! હવે હું નીરાધાર એકલી રહી તેથી હુ મારી બાકીની જીંદગી પદ્મમાવતીબા' સેવામાં ગુજારવ.ની ઈચ્છાથી હું અહીં આવી છું; મહારાજ.

"એમ કહી તે ઘણા ગાઢ-વરથી રૂદન કરવા લાગી, તેની કરૂણાજનક સ્થીતિ જોઇ પદ્મમવતી પણ ગદ્દગ.દીત થઇ બોલી,

"બાઇ ! તમે વૃદ્ધ છો—અને મારા પીયરથી આવેલાં છો, માટે તમને મારાં માતા તુલ્ય સમજુ છું. તેથી તમોને અહીંઆં નોકરી જનાના દેવડી ઊપર અ.પું છું. જાવ; ત્યા સુખેથી રહો. ખાવાનું મારી દાસી હમેશા તમને આપી જશે. તે ખાજો. અને નીરાંતે ઇશ્વરનુ ભજન કરજ. એમ કહી તે ગુલાબ તરફ ફરી, અને તેને ઇસારતથી તે સાધુબાઇને મુકી આવવા સૂચના કરી. ગુલાબ ત્યાંથી ઊઠી, અને ત્યાંથી તે ડોસીને પોતાની સાથે લઇ જના'-ખાનાનુ મુખ્યદ્વાર સાચવવા ત્યાં મુકી આવી. × × ×

બીજા દીવસના સાયંકાળના સમયે રાજાજીની સ્વારી શીકારેથી આવી પહોંચી. રાજાજીની સ્વારી આવવાના સમચાર જાણી મન્દારસેન અને જેસલ પલંગ નીચે સંતાઇ ગયો. વીજયસેન શયનગૃહમાં પધારતાં આ પાપી પ્રેમદા

પીંગળાની પેઠે પતિવૃતાનો ઢોગ બતાવવા માટે હર્ષ યુક્ત થઇ હાથ જોડી ઉભી રહી. રાજાજીને પલંગ ઉપર પધરાવતા પગ પખાળી ચરણામૃત લીધુ. અને દીન સ્વરે વીનતી કરવા લાગી.

"નાથ આપ જ્યારે શીકારે પધારો છો; ત્યારે એક ઘડી એક યુગ સમાન લાગે છે માટે હવેથી મારી વીનતિનો સ્વીકાર કરી જ્યારે આપ અન્ય સ્થળે પધારો, ત્યારે કૃપા કરી મુને તમારી સાથે જ રાખશો.

ગોરી ચામડીના કાળા હૃદયમાં છુપાવેલા સફેદ સોમલને વીજયસેન પારખી ન શકયો. ફકત થોડા કલાકમા તેની વ્હાલી વનીતા તેનો વિનાશ કરવાની ઉચ્છા ધરાવે છે, તેથી તે અજાણ હતો. એટલે તેણે પદ્માવતીની ઇચ્છાને અનુમોદન આપ્યું. અને પોતે શીકારના શ્રમથી શ્રમીત થએલા હોવાથી પદ્માવતીના અંકમાં મસ્તક મુકી થોડી વારમા નિંદ્રાધીન થઇ ગયો.



## પ્રકરણ ૩

## ધર્મીને ઘેર ધાડ-અને કસાઇને ઘેર કુશળ

ખુશામતીઆ ખુશી રહે-મરદ રહે બેહાલ;
પતીવૃતા ભુખે મરે-પેંડા ખાય છીનાળ.

સીંહ લોંઘણો સો થસે-કદી ન ખાસે ઘાસ;
સતીઆ ગરીબીમાં સડે-પણ લક્ષ્મી તેની દાસ.

પરધન પત્થર જાણીએ-પરદારા માત સમાન;
એ રીતે હરી ના મળે-તુલસીદાસ જમાન.

સત્ય મોંઘું સૂવર્ણથી-સત્ય પર રાખો ધ્યાન;
સત્યે અંતે ચાલતાં-સાહ્યક શ્રી ભગવાન.



કુંદનની કસોટી અગ્નિમાં તપાવાથી થાય છે, તેમ મનુષ્યોની કસોટી દુઃખ સહન કરી સત્યને પંથે ચાલવાથી થાય છે. હરિશ્ચંદ્ર રાજાને ત્યાં

વેચાયલો હોવા છતા સત્યને જીતવાથી આજે તે પૂજનીય ગણાય છે; પરંતુ અસત્યને ચાહનાર ઔરંગઝેબ હિંદુસ્તાનનો શહેનશાહ હોવા છતાં પણ જનસમાજમાં તુચ્છ મનાય છે.

× × × × × ×

ઘટીકા યંત્રે બાર ટકોરા વગાડી મધ્યરાત્રિનો અમલ જાહેર કર્યો. તે વખતે પલંગ નીચેથી સંતાયલો મદાન્ધસેન પલંગ નીચેથી બહાર આવ્યો. અને પોતાના દુષ્ટ કાર્યમાં મદદ કરનારી કલોરોફોર્મની ઝેરી દવાની સીસી ખીસ્સામાંથી બહાર કાઢી. તે દવા વિજયસેન અને પદ્માવતીને સુંઘાડતાં બન્ને બેભાન બની ગયાં. એટલે જેસલ પોતાનુ કાર્ય કરવા તત્પર થયો. તેણે રાજાને એક ચાદરમાં સુવાડી મજબુત ગાંસડી બાંધી. મદાન્ધસેનને હવે સ્વર્ગ હથેળીમાં જણાવા લાગ્યું. જેસલે પાસેની દીવાલ ઉપર લટકતી તરવાર હાથમાં લીધી. અને ઝળહળાટ કરતી તે તરવારનું મ્યાન દૂર ફેંકી દઇ મદાન્ધસેનના કહેવાથી એક ઘાથી રાણીના બે ટુકડા કર્યા. પછી નિશ્ચીંત રીતે મદાન્ધસેન તથા જેસલે મળી રાજાજીની પોટલી ઉપાડી પોતાની સાથે લઇ ચાલવા માંડ્યું.

પ્રિય. પાઠક ગણ ! તમને આ સ્થળે શંકા ઉદ્ભવશે કે; રાજાના મોતથી મદાન્ધસેનને ગાદી મળવાની હતી. ત્યારે રાજાને શા માટે જીવતો રાખ્યો. તેનો વીચાર કરતાં એમ સમજાય છે કે; કદાચિત્ વિજાપુરની પ્રજા મદાન્ધસેનને રાજા

તરીકે કબુલ ન કરતાં સામી થઇ બંડ કરે, તો યુક્તિથી રાજાને રાજ્યમાં પાછો લાવી રાજા-પ્રજાનો માનીતો થવાની અમૂલ્ય તક તેને મળી શકે.

રાજાની પોટલી લઇ તેઓ હજુ એક ડગલુ પણ આગળ વધ્યા ન હતા, તેટલામાં એકાએક ભયંકર ધ્વનિ થતાં વિલાસ ભુવનનું દ્વાર ધડાકા સાથે તૂટી દૂર પડ્યું. તેથી જેસલ જે રસ્તેથી આવ્યો હતો, તે રસ્તેથી તુરત નાસી ગયો.

તત્ક્ષણે જનાના ઉપર નીમાયલી નવી સાધુબાઇ આવી તે સાધુબાઇને જ્યારે નોકરી ઉપર રાખી હતી, તે વખતે તે વૃદ્ધ જેવી જણાતી હતી. અત્યારે તે વિલાસભુવનમાં જુવાનીના જુસ્સાભેર દાખલ થઇ. આ વખતે તેને વૃદ્ધવસ્થાનું એક ચિન્હ હતું નહી મદાન્ધસેન તેથી ભય પામ્યો. પરંતુ હિમ્મતથી બોલ્યો,

"અરે ડોસી, ડોસી, જા, જો રાણીજીનું ખૂન કરી કોઇ હરામખોર હમણાં નાસી ગયો છે. જા, જા. બહાર જઇ સત્વર તપાસ કર. કે, ખૂની વધારે દૂર જઇ શકે નહી.

"મ્હારાજ ! હુ તેના ખુન કરનારને પકડું તો મને કંઇ ઇનામ મળવુ જોઇએ."

"આથી મદાન્ધસેન તેને હૃદયમાં ડંખ ટ્યલી સમંજી બંહાર કાઢવાના ઇરાદાથી બોલ્યો, જા-સત્વર જા,

તને રાજાજીની પાસેથી એક હીરાનો હાર અપાવીસુ. પછી કાંઇ.

"બહુ સારૂ મ્હારાજ. જો જો, પછીથી ફરી જતા નહી." સાધુબાઇએ એમ કહી તુરત મદાન્ધસેનનું કાંડુ જોરથી પકડી બોલી– "લ્યો મહારાજ ! આ ખુની, લાવો મારૂં ઇનામ." હવે મદાન્ધસેનનું કાળજુ પોતાના કૃત્યો માટે થરથર કંપવા લાગ્યું પરંતુ તે કાચો બદમાસ નહતો, જેથી તે તુરત દમ ભરાવી જુસ્સાથી પોતાનું કાંડુ છોડાવી નાંખી બોલ્યો.

"અરે ઠગારી ડોસી ! તારો પણ આ ખૂનમાં હાથ હોય એમ જણાય છે. જ્યારે તુ અત્રે આવી, ત્યારે બદશીકલ બુઢ્ઢી હતી. પણ હાલ જુવાની કયાંથી લાવી, તે સમજાતું નથી. માટે હજુ પણ તુ જીવવાની આકાંક્ષા રાખતી હોય, તો સત્વર કહે આ પ્રમાણે વેશ બદલી આ મહેલમાં દાખલ થવાનું ત્હારૂં શુ પ્રયોજન હતુ. જો જરાપણ જાડું બોલીશ, તો યાદ રાખજે કે; સવારના પહોરમાં પ્રથમ તને જ ફાંસીને લાકડે લટકાવવામા આવશે. કેમ સમજી ?

"ઓ નર્કના કીડા, મગરૂર મદાન્ધસેન ! સાંભળ, હું કોણ છુ. આ મારો બનાવટી પોશાક કાઢી નાંખતાં તુ મને પ્રધાન સત્યવિજય તરીકે ઓળખ્યા વીના કદી રહેનાર નથી." આમ કહી તેણે પોતાનો કૃત્રિમ પોશાક દૂર ફેંકી દીધો.

વાંચક! હવે આપ જાણી ચુકયાજ હશો કે; તે સાધુબાઈ તરીકે વિજાપુરનો પ્રધાન સત્યવિજય આવેલો હતો.

" કંગાળ કૂતરા! તને મે પ્રથમ શીવાલયમાં દુષ્ટ કૃત્ય ન કરવા માટે ચેતવણી આપી હતી. દોરડાની મદદથી મહેલમાં આવતાં તારા મોતની આગાહી આપનાર પણ હુંજ હતો. છતાં પણ રાજ્યના લોભથી મૃત્યુના ભયનો ત્યાગ કરી તેં તારા કાળને આમંત્રણ કર્યું. બોલ: હવે ફાંસી કોના માટે છે. તારા–કે મારા ? "

આ સાંભળી મદાન્ધસેન પોતાના પાપનો ઘડો ફુટયો જાણી ગભરાયો. રાણીનું ખુન કરવા માટે પસ્તાયો. રાજાની ગાંસડી બાંધવા માટે બહુ મુંઝાયો. પોતાના બચાવ માટે મનમાં વિચાર કરવા લાગ્યો. અંતે અંતઃકરણમાં એક યુક્તિ ગોઠવી, કૃત્રિમ હીંમત લાવી હાસ્ય કરી બોલ્યો.

" આ રાજ્યગાદી આપને માટેજ તૈયાર કરી છે. રાજાજી રાણીના પ્યારમાં લુબ્ધ થએલા હોવાથી રૈયતના ગૃહસ્થોની યોગ્ય ભલામણથી મે આ માર્ગ રચ્યો છે. કાલ સહવારમાં જ્યારે પ્રજા જાણશે કે: આપ ગાદી પતિ થયા છો, ત્યારે તે પોતાને મહદ્ ભાગ્યશાળી ગણશે ' એમ કહી પ્રપંચી મદાન્ધસેન તેના સનમુખ હાથ જોડી ઉભો રહ્યો. પણ તેને ખબર નહતી કે; સત્યવીજય ખરેખર તેના નામ

પ્રમાણે કેવળ સત્યની પ્રતિમા હતો. તે આવા અયોગ્ય ભાષણથી વધુ ઉશ્કેરાઇ જઇ બોલ્યો,

'બસ કર, નીચ ! તારા અયોગ્ય ભાષણથી મારા કાન પણ અપવિત્ર થાય છે. માટે હવેથી એક શબ્દ ન બોલતાં મારા હુકમને તાબે થા. નહિ તો.......

"મ્હારાજ ! લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે કપાળ ધોવા જવું એ મૂર્ખનું કામ છે. ઊંચો નીચો હાથ પડયા વીના લક્ષ્મી કોઇને મળતી નથી. માટે હા કહો ઝટ, અને ગાદીએ બેસો ચટ મદાન્ધસેને સદુપદેશ (!) કર્યો.

"દાંભિક ! સાંભળ લક્ષ્મી અને સૃષ્ટિ કોઇની થઇ નથી, અને થસે પણ નહિ. રામ અને રાવણ, કૃષ્ણ અને કંસ, કૌરવ અને પાંડવ, વિગેરે રાજાઓ ખાલીહાથે આવ્યા હતા, અને ગયા પણ તેમજ. પૃથ્વી માંધાતાને વરી હતી, પણ તેની સાથે ગઇ ન હતી. માટે વિચાર કરીને જો. કે....

"શાણા સરદાર ! દુનિયાના ઇતિહાસોનું અવલોકન કરતાં જણાય છે કે; કૃષ્ણે રાજગાદી માટે પોતાના મામા કંસનો વધ કર્યો હતો. ઔરંગઝેબે પોતાના સર્વ બંધુનો ગાદી માટે વધ કરાવ્યો હતો. અલાઉદ્દીને પોતાના કાકા જલાલુદ્દીનનું ખૂન ગાદી માટે કર્યું હતું. પાંડવોએ પોતાના કાકાના કુળનું ઉચ્છેદન શા માટે કર્યું હતું ? ફક્ત ગાદી માટે જ.

" ઔરંગઝેબે અધર્મથી મેળવેલું રાજ્ય કેવા સુખમાં ભોગવ્યું હતું, તે તે સાંભળ્યુ છે કે? સત્યવીજયે નવીન પ્રશ્ન કર્યો.

" બસ કરો તમારૂ પાંડિત્ય અને આવું નકામું ટાયલું જવાદો. ફકત એકજ જવાબ કહો. આપ ગાદીપતિ થવાને ખુશી છો કે નહી? સત્વર જવાબ આપો. નહી તો એમજ સમજજો કે આ ક્ષણથી તમારે માટે ફાંસીની તૈયારી થય છે. મહાન્ધસેને હવે પોતાનુ રૂપ પ્રકાસ્યું.

" રે નીચ! અધર્મથી તું મને કઇ કરી શકનાર નથી. સત્યને કદી આંચ આવતી નથી. નસીબના પ્રતિકુળ સંયોગોથી સત્યથી મળતું સુખ, ભલે! ક્ષણવાર છૂપાઇ જાય, પરંતુ અંતે સત્યનો જયનાદ દશે દીશામાં ગાજે છે, એ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત છે. તેથી તારે મન ચહાય તેટલો અધર્મ કર, હુ સદા અધર્મીઓથી નીડર છુ." **સત્યવિજયે કહ્યું.**

મહાન્ધસેને સત્યવીજયના છેલ્લા શબ્દો સાંભળી રાજાની ગાંસડી તુરત છોડી નાખી. અને પોતાની પાસેથી એક શીશી કહાડી. તે શીશી રાજાને સુંઘાડતા વીજયસેન જાગૃત થયા. કારણ કે તે શીશી સુગંધી પદાર્થોની હોવાથી ગમે તેવો બેભાન માણસ જાગૃત થાય, તેવો તેમાં ગુણ હતો. વીજયસેન

બેભાન અવસ્થામાંથી મુકત થતાં મહાન્ધસેને પોતાની કપટ કળાનો આરંભ કર્યો. માથે રૂમાલ ઓઢી મોટેથી તાણીને બુમો પાડતાં– હાયહાય. સત્યાનાશ વળ્યું રે, મારા બાપલીયા, બહુ ખોટું થયું રે, દેવ તેં આવો ઘોર અધર્મ કેમ સહન કર્યો. આવાં મામીક વાકયોનો ઉચ્ચાર કરતાં પુષ્કળ રડવા લાગ્યો. વીજયસેન મધ્ય રાત્રિની આ અણધારી બુમો સાંભળી મહાન્ધસેનની પાસે આવ્યો. આવતાં મહાન્ધસેનને પોતાના પટાવત તરીકે ઓળખી આશ્ચર્ય પામી બોલ્યો.

"મહાન્ધસેન ! મહાન્ધસેન ! તુ અત્યારે અહીં મારા અંતઃપુરમાં, ભયકર રાત્રીએ કેમ આવ્યો છે ? અને કેમ રડે છે ?" આવુ પૂછી મહાન્ધસેનને આશ્વાસન કરવા લાગ્યો. તેમ મહાન્ધસેન ખુબ જોરથી–તેનાથી પાડી શકાય, તેટલા મોટા ઘાંટાથી–રડવા લાગ્યો રડતાં રડતાં હુસકાં ભરતાં આંખે થુક ચોપડતાં તરેહવાર રીતે ચેન ચાળા કરતાં બોલવા લાગ્યો,

"હાય હાય, બહુ ખોટુ થયુ રે ......દેવ બહુ ભુંડું કર્યું રે.... ...ઓ મારા બાપલીઆ. .........

"અરે, પણ શું ખોટું થયું. તે તો ભસીમર. વિજયસેને ચીડાઇને પૂછયું."

"હું મરી ગયો હોત તો સારૂ હતું રે. હે-હે–

હેં–હેં. કહેતાં જીભ કેમ નથી તૂટી પડતી રે.......બાપલીઆ સત્યાનાશ વાળ્યું રે. ઓ.......વીજયસેન તેના પ્રપંચ તંત્રમાં પુરો સપડાયો, અને ઘણો નમ્ર બની બોલ્યો, "મદાન્ધ! ભાઇ મદાન્ધ! સત્વર બોલ તારી તુટક વાણીથી મારો આત્મા મુંઝાય છે. ભાઇ! સત્વર કહે, તને શું દુઃખ થાય છે. ખાલી રડવાથી કાંઇ દુઃખ મટતું નથી. માટે ધીરજ ધરી જે હકીકત બની હોય, તે સત્વર નિવેદન કર."

મદાન્ધસેને હવે વધુ ઢોંગનો આરંભ કર્યો. અને તુટક તુટક શબ્દોથી પોતાનું કપટ કળાઇ જાય નહી, માટે રડતાં રડતાં કહેવા લાગ્યો.

"મહારાજ! શું કહુ. મારાં માતુશ્રી તુલ્ય પદ્મમાવતીબાનું ખુન નીચ સત્યપ્રસાદે કરી સત્યાનાશ વાળ્યું રે.....

"ખુન! અને તે પણ પદ્મમાવતીનું! કરનાર કોણ? સત્યવીજ! અરે તે બનેજ કેમ? હું અત્યારે ખરેખર જાગું છુ કે નહી? આ સત્ય છે કે સ્વપ્ન? મદાન્ધ! જલ્દી કહે, આમાં ભેદ છે કે નહી? વીજયસેને આશ્ચર્યથી પૂછ્યું."

"મારા માલીક આપ ગમે તે માનો. આ ગરીબ ગુલામની તાકાત નથી કે, આપના આગળ અસત્યનો એક ઉચ્ચાર કરી શકે. નીચ સત્યવીજયે આપની પણ તેવીજ

દશા કરવા ધારી હતી, પરંતુ આપના ઊપર ઇશ્વરની સંપૂર્ણ કૃપા હોવાથી હું વખતસર આવી પહોંચ્યો. મ્હારાજ! રાજ્યલોભ શું ન કરી શકે? આપને અસત્ય લાગતું હોય, તો જુવો પલંગમાં પડેલો રાણીજીનો મૃત દેહ, અને આ ઉભા સત્યવીજય. પૂંછો તેમને."

એમ કહી મદાન્ધસેન દૂર ખસી ગયો. વીજયસેન પલંગમાં રાણીનો જીવનહીન દેહ નીહાળી વ્હાલીના વિયોગથી બેભાન થઇ ધરણી ઉપર ઢળી પડયો. મદાન્ધસેને તેને આશ્વાસન આપી શાન્ત કર્યો. વીજયસેને સાવધ થતાં કંઇ પણ વીચાર કર્યો વીના સીંહની માફક છલંગ મારી સત્યવીજય તરફ ધસી જઇ બોલ્યો.

"ધીક્કાર છે—સત્યવીજય તારા નામને, અને ધીક્કાર છે—આવા લુણહરામ પુત્રનો જન્મ આપનાર માત પિતાને, એ ઝહેરી નાગ! જેનું અન્ન વંશપરંપરાથી તેં ખાધું, તેનુંજ અંતે બુરૂં કર્યું. અરે, એ નીર્દય કસાઇ! એક નીર્દોષ અબળાનો જીવ લેતાં તને જરાપણ દયા કેમ આવી નહિ? રાણીનું ખુન કરતાં તારા ઉપર વીજળી કેમ તૂટી પડી નહિ? અરે હાય! નીચ, તારા વડીલોએ આ રાજ્યની અનુપમ સેવા બજાવેલી છે, તે યાદ કરતાં તને ભયંકર મોતની સજા કરતાં મારા હાથ કંપે છે, તેથી તને જીવતદાન આપું છું. પણ તને હુકમ કરવામાં આવે છે કે; તારે

એકદમ આ રાજ્યની હદ છોડી ચાલ્યા જવું. એક શબ્દનો ઉચ્ચાર કરતાં તારી જીભના ટુકડા કરવામાં આવશે. ”

“ મહારાજ ! ગુન્હેગાર કોણ છે, તે પરમાત્મા જાણે છે. આપની આજ્ઞા શીરે ચડાવી હું જાઉં છું. પરંતુ તપાસ કરતાં આપને જ્યારે ખરી હકીકત જણાશે, ત્યારે જરૂર આપ પસ્તાયા વીના રહેનાર નથી. ”

એમ કહી સત્યવીજય રાજાને ખરા અંતઃકરણથી નમન કરી ત્યાંથી ચાલ્યો ગયો. એટલે વીજયસેન મહાન્ધસેનનો ઉપકાર માનતાં બોલ્યો.

“ ભાઇ મહાન્ધ ! મને જીવતદાન આપ્યું છે. તેનો બદલો મારાથી વળે તેમ નથી. તેથી તને હું જે કાંઇ આપું તે પૂરતું કહી શકાશે નહિ. પરંતુ સત્યવીજયનું ખાલી રહેલું પ્રધાનપદ તને આપું છું તેનો સ્વીકાર કર. ”

“ મહારાજ ! મેં મારી ફરજ બજાવી છે, એમાં જરાપણ ઉપકાર કર્યો નથી. મારી ઉંચ્ચ પદની લાયકાત ન હોવા છતાં આપે સેવકની કદર પીછાની પ્રધાનની માનવંતી જગ્યા મને આપી તેથી ઉપકાર તો મારે માનવો જોઇએ. ”

“ પ્રિયભાઈ મહાન્ધ ! આપ હવે મુકામ ઉપર પધારો. સવારમાં દરબાર ભરી આપને પ્રધાન પદનો પોશાક તથા સરપાવ ઇનાયત કરવાનો છે, માટે સત્વર પધારજો. ”

વીજયસેનનું વચન સાભળી મહાન્ધસેન તેને પ્રણામ કરી ચાલ્યો ગયો.



મહાન્ધમંન અને તેની માનીતી વેશ્યા પ્રિયંવદા.

વાંચો પ્રકરણ ૪.



સત્યવીજય દેશવટે જવાની તૈયારી—વીમળાનુ રૂદન.

વાંચો પ્રકરણ ૫.

# પ્રકરણ. ૪

## અદ્દભુત દેવી



પ્રભાત થવાને માટે હવે થોડી વાર હતી તે સમયે નીરાશ થએલો મદાન્ધસેન રાજ્યમહેલમાંથી નીકળી પોતાની માનીતી વેશ્યા પ્રીયવૃંદાને ત્યાં આવી પહોંચ્યો. દ્વારમાં પગ મૂકતાં પ્રથમજ પ્રીયવૃંદાએ પુછ્યું—" કેમ વ્હાલા મદાન્ધસેનજી ! આપણું કાર્ય ફતેહ થયું ને ?

પ્રિયવૃંદાના સવાલનો પ્રત્યુત્તર મળ્યો-" વ્હાલી ! કાર્ય થયું ને અધૂરું રહ્યું.'

" વળી એ શું ?"

" એટલે બન્યું એમ કે; રાણીને ઠાર કરી. અને રાજા હયાત રહ્યો. એમ કહી મદાન્ધસેને તેને અથેતિ વાર્તા કહી સંભળાવી.

પ્રિયવૃંદા તે સાંભળી બોલી, " મ્હારાજ ! તે ને માટે

ગભરાશો નહિ. આ પ્રિયવૃંદાએ જેનો પીછો પકડયો છે, તે કદાપિ પણ જીવતો રહે નહિ. પ્રિયવૃંદાનો શત્રુ ચહાયતો પાતાળમાં પેસે અથવા આકાશમાં ઇંદ્રને શરણે જા, તો પણ પ્રિયવૃંદાની ચ લાકીથી તો જીવતો રહે નહિ. હું રાજાને મારા હાથેજ ઠાર કરીશ, અને તે પણ એવી રીતે કે તેનો પત્તો મેળવવાને કોઇ કદી ભાગ્યશાળી થઇ શકે નહિ. માત્ર આપ મને કાલ રાત્રે તે ગુપ્ત દ્વારમાં થઇને મહેલમાં મૂકી આવજો. એટલે બસ બેડો પાર. જે કાર્ય કરવાનું છે તે હુ સ્વબળથી કરીશ. આવું સાંભળી મદાન્ધસેન આનદ પામ્યો. અને બીજા દીવસની રાત્રીએ તેને ગુપ્ત દ્વારની મદદથી રાજાના શયન ભૂવનમાં મૂકી આવ્યો.

પ્રિયવૃંદાએ મહેલમાં જઇ ભયંકર કાળીકાદેવીનું સ્વરૂપ ધારણ કર્યું. માથે બળતી સગડી મેલી અને મોંમાંથી વાદીની પેઠે ફોસફરસની જ્વાળાઓ કાઢવા લાગી. પછી નિદ્રાવશ રાજાની પાસે જઇ દેવી સ્વરૂપથી ડરાવા લાગી.

“ચેત, ચેત, રાજા હજુ પણ ચેત, તારૂં મૃત્યુ નજીકમાં ભમે છે, તેનેતારાં માયાનાં પડળો તોડી તપાસી જો.”

રાજાની નિદ્રા પ્રિયવૃંદાની ગભીરવાણીથી નાસી ગઇ તેથી તે જાગૃત થયો. પ્રિયવૃંદાને માતા સમજી હાથ જોડી પગે લાગી કહેવા લાગ્યો.

" માતાજી આપ કોણ છો ? અને આ દીન સેવક ઉપર કૃપા કરી અતરે કેમ પધાર્યાં છો ? "

" રાજા ! હું જ્વાળામુખી દેવી છું. અને તારા રૂધીરથી મારૂં ખપ્પર ભરવા આવી છું. તારા વડીલો નવરાત્રીની અષ્ટમીને દીવસે મને તૃપ્ત કરવાને માટે વીધવીધ પ્રકારનાં બળીદાન અર્પણ કરી જતા હતા. પરંતુ તું અભિમાનમાં ગરક થઇ ગયેલો હોવાથી મારાં દર્શન કરવા પણ કદી આવ્યો નથી તો મારો ભોગ આપી જવાની તારી ઇચ્છા થાય જ ક્યાંથી ? "

" ક્ષમા કરો. માતાજી ક્ષમા કરો. આ અજ્ઞાન બાળકનો અક્ષમ્ય અપરાધો સહન કરો. આપ કૃપાળુ હોવાથી આટલો ગુન્હો માફ કરો. આ દાસને આપનું રહેઠાણ માલૂમ ન હોવાથી આપનું બળીદાન આપવાનું બની શક્યું નથી, માટે કૃપા કરી આપ ક્યાં વિરાજમાન થયેલાં છો તે જણાવશે. "

" અહીંથી સો કોસ ઉપર લીલાંબરી નામે ડુંગર આવેલો છે. તેમાં તારા વડીલોની સ્થાપેલી મારી પ્રતિમા છે ત્યાં આગળ શિખરમાંથી મારી પ્રત્યક્ષ જ્વાળા નીકળે છે ત્યા તારે મારી નવરાત્રીની અષ્ટમીને દીવસે આવવું. હથીઆર,

વાહન, અથવા કોઇ મનુષ્યને સાથે લાવવું નહિ. મને ભોગ ધરાવવાને માટે થોડો સ્વાદીષ્ટ મેવો–અને મીઠાઈ લેતા આવવું. જો તને તારા જીવની જરૂર હોય, તોજ આવવું. વળી સાંભળ. મારા અતરેના આવાગમની ખબર કોઇને કહીશ નહિ. કહીશ તેજ વખતે તું પત્થરમાં પલટાઇ જશે તે યાદ રાખજે."

આટલું કહી પ્રિયવૃંદા આવેલ રસ્તેથી ત્વરાથી પાછી વળી.



# પ્રકરણ ૫

## નિમકહલાલ નોકર.

—➤—



સતી સ્ત્રીઓ આકાશમાં રાત્રે ઝળકતા તારા સમાન છે. તારાના ઝળકાટ વીનાનુ આકાશ અંધારી રાત્રે કાળા તવા જેવુ દેખાય છે. પણ સતી સ્ત્રી વીનાનું ભુવન દીવસે સૂર્યનો અગણિત પ્રકાશ હોવા છતાં પણ એક કાળી ભયંકર ગુફા સમાન છે. સતી સ્ત્રી પતિના હૃદયમાંથી સંસારિક દુઃખોના કાંટા કાઢવામાં ઉત્તમ-પ્રવીણ વૈદ્યની ગરજ સારે છે, ત્યારે કુલટા કામીનીઓ કજીઆ કંકાસનાં વૃક્ષો ઉપર કંથને સુવાડી તેના ભયંકર શત્રુની ગરજ સારે છે.

* * * * * * *

"પ્રાણેશ! જો આપે જવાનો નિશ્ચય કર્યો હોય, તો કૃપા કરી આ દાસીને પણ સાથેજ તેડી જાવ."

'પ્રાણેશ્વરી! જંગલમાં શું સુખ સરજેલું છે? બેસવાને માટે પહાડના કઠણ પથ્થરો-અને ખાવાને વગડાઉ ફળો હોય છે "

" પ્રીયતમ ! આપના જવાથી આ સુંદર મહેલ પણ મને સ્મશાનથી અધીક ભયાનક જણાશે. આપની સાથે જંગલના પત્થરો ઉપર બેસતાં, વીનોદ કરતાં, જે સુખ પ્રાપ્ત થશે તેવું સુખ મને સ્વર્ગભુવનમાંથી પણ મળી શકે તેમ નથી. "

" મારા પ્રભુ ! મેં શ્રી ગુણ ગીતામાં વાંચ્યું છે કે; સીતાજી રામચંદ્રની સાથે ચૌદ વર્ષ વનમાં રહ્યાં હતાં. દેવી દમયંતી નળની સાથે, દ્રૌપદી પાંડવોની સાથે રહ્યાં હતાં. અને સત્યથી ચાલનાર હરિશ્ચંદ્રે પણ તારામતીને સાથે જ રાખી હતી. "

" સતી ! તમારૂં કથન સત્ય છે. પરંતુ તે વખત સત્યયુગ હતો. અને હાલ ભયંકર કળી પોતાની આણ વર્તાવી રહ્યો છે. "

" સ્વામીન ! સતીને ચારે યુગ સરખાજ હોય છે. શું, કળીયુગમાં સતીઓની નામાવળી નથી ? છે જ. સતી લાલબા, સંયુક્તા, સોનરાણી, સુંદરબા, વીરમતી, રાણકદેવી, પદ્મણી વીગેરે વીરાંગનાઓએ ભરતભૂમિને કળીયુગમાં દીપાવી છે. અને ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. "

પ્રધાન સત્યપ્રસાદની સ્ત્રી સતી વીમળા પોતાના પતિની સાથે જંગલમાં જવા પ્રયાસ કરતી ઉપર પ્રમાણે વીનવતી

હતી. તેટલામાં તેનો નીમકહલાલ નોકર મેરૂભા દોડતો આવી કહેવા લાગ્યો.

"નાસો, નાસો, બાપુ જલ્દી નાસો. આપના ભુવનને દુષ્ટ મદાન્ધસેને ઘેરો ઘાલ્યો છે. અને તે આપણા મહેલનો કબજો લેવા પ્રયત્ન કરે છે. આપણા નોકરો તેને રોકવાને માટે દ્વાર વચ્ચે મરણીયા થઇ ઉભા રહ્યા છે. પરંતુ તેની પાસે ઘણા માણસો હોવાથી આપણા મુઠીભર નોકરો ઝાઝો વખત ટકી શકશે નહિ. માટે મારા અન્નદાતા હવે આપ વિચાર-વમળનો ત્યાગ કરી જલ્દીથી નાસો. મારાં માતૃતુલ્ય વીમળાનુ રક્ષણ હું કોઇપણ પ્રકારથી કરીશ. જરૂર કરીશ. આપ તેમની ચિંતાનો ત્યાગ કરી મારી વીનંતિનો સ્વીકાર કરી જલ્દીથી નાસો."

મેરૂભાની હકીકત શ્રવણ કરતાં સત્યપ્રસાદ સ્થિર થઇ ગયો. તેની પત્નિ વીમળા પોતાના પતી સામું જોઇ રહી. કોઇના મુખમાંથી એક શબ્દનો ઉચ્ચાર થઈ શકયો નહિ. તેટલામાં નીચે ચાલતા તલવારોના ખડખડાટથી તેઓ શુદ્ધિમાં આવ્યાં. હવે સત્યપ્રસાદને સ્પષ્ટ સમજાયું કે જંગલમાં જતાં પોતાની પ્રિય પત્નિની છેવટની મુલાકાત લેવા આવવામાં તેણે મોટી ભૂલ કરી હતી. અને તેથી વીમળાને દુઃખના વમળમાં સપડાવું પડ્યું હતું. માટે હવે મેરૂભાની સલાહ પ્રમાણે

ચાલ્યા શીવાય છુટકો નહોતો. સત્યપ્રસાદને વીચાર કરતા જોઇ મેરૂભા બોલ્યો.

“ મહારાજ ! વીચારનો વખત નથી. માટે આપ નાસો. દુષ્ટ મદાન્ધસેન આપને ઓળખતો હોવાથી આપ કોઈ નોકરનો વેશ લઇ નાસો. ઇશ્વરની કૃપા થશે ત્યારે આપણે પુનઃ જરૂર મળીશું. મારાં માતૃતુલ્ય વીમળાની આપ ફીકર કરશો નહિ. ”

મેરૂભાનું વચન સત્યપ્રસાદને સત્ય લાગ્યું. તેથી તે પોતાનાં સુંદર વસ્ત્રોનો ત્યાગ કરી, નોકરનાં જીર્ણ વસ્ત્રો પરિધાન કરી, ત્વરાથી મહેલની પાછળ થઇ ગુપ્ત માર્ગે પસાર થઇ ગયો. પતિ જતા પત્ની ધરણીપર ઢળી પડી. તેને અગણિત ઉપચારો કરી મેરૂભાએ સાવધ કરી વીમળા સાવધ થતાં પોતાના નીમકહલાલ નોકર મેરૂભાની વીનવણીથી પોતાના ઉત્તમ વસ્ત્રો મેરૂભાને પહેરાવી, પોતે મેરૂભાનાં (પુરૂષ પોશાક) વસ્ત્રો ધારણ કરી મહેલનો ત્યાગ કરી ગઇ. થોડી વારમાં મદાન્ધસેન સત્યપ્રસાદના નોકરોને મારી નાંખી મહેલનો કબજો મેળવવા ભાગ્યવંત થયો. અને મેરૂભાને વીમળા સમજી મૂર્ખ મદાન્ધસેન પોતાના મહેલમાં લઇ ગયો.

* * * * *

“ નાથ ! ક્ષમા કરો. પરસ્ત્રીની અભિલાષાથી કોઇ

સુખી થયો નથી, અને ભવિષ્યમાં કોઇ સુખી થવાનો પણ નથી. સતીને સતાવી કોઇએ સાર કાઢયો હોય એમ સાંભળ્યું નથી. સીતાને સતાવવાથી રાવણે દશ મસ્તક ગુમાવ્યાં. અહલ્યાના સમાગમથી ઇંદ્ર શાપિત થયો. વૃંદાના શ્રાપથી વિષ્ણુ શાલીગ્રામ થયા. ભદ્રકાળીને સતાવાથી પાવાગઢનો પ્રલય થયો. અને ઔરંગઝેબે રજપૂત રાણીઓ મેળવવાની અભિલાષાથી મોટી મુગલાઇ ધૂળ કરી ”

“ બસ ચુપ કર. ” પોતાની પતિવ્રતા પત્નીના અમૂલ્ય ઉપદેશથી કંટાળી મદાન્ધસેન બરાડી ઉઠયો. “ બસ કર. દોઢ ડાહી, તારા કરતાં હું વધારે સમજું છું. સ્ત્રીઓનું હરણ કરવું, એ ક્ષત્રીઓનો પરમ ધર્મ છે. મહાભારત કહે છે કે, અર્જુને સુભદ્રાનું, કૃષ્ણે રૂકમણીનું, અને ભીષ્મે કાશીરાજની કન્યાઓનું હરણ કર્યું હતું. તે બધા તારા કરતાં મૂર્ખ હતા કેમ ? વળી પૃથુરાજે સંયુક્તાનું હરણ કર્યું હતું. તેથી તેને ડાહ્યો કહું કે દીવાનો ?

“ કાન્ત ! આપનું કહેવુ સત્ય છે. પરંતુ જરા વીચાર કરો, તે બધી કુમારી કન્યાઓ હતી. વળી મનથી તેમને વરી હતી, તેથી તેમની ઇચ્છાથી તેમનું હરણ થયું હતું. વીમળા પરસ્ત્રી છે-પરસ્ત્રી વીષની ભયંકર વેલી છે. પરસ્ત્રી નર્કનુ દ્વાર છે. પરસ્ત્રી દુ:ખનો ભંડાર છે. ”

" ચુપ કર ચબાવલી, મારે તારી શીખામણની જરૂર નથી. જા દૂર થા, " એમ કહી મદાન્ધસેને તેને ધક્કો મારી ત્યાંથી દૂર કરી, અને વીમળાને પોતાની પાસે બોલાવી.

*     *     *     *     *

" શું આપ ખરેખર સત્ય કહો છો ? આપનો મારા ઉપર અ ર્ણીય પ્રેમ છે ? આપ મને ઠગતા તો નથીને ? " વીમળા રૂપે મેરૂભાએ કેટલીક રકજક કર્યા પછી પોતાની ખુશી હોય તેમ બતાવતાં બોલ્યો. એ સાંભળી સૌન્દર્યની જ્વાળામાં દગ્ધ થતો મદાન્ધસેન આનંદમાં ગરક થઇ ગયો. તેને સૃષ્ટિના સર્વ સુખનો ભંડાર પોતાના ભુવનમાં ભરેલો ભાસવા લાગ્યો. તેથી ભાગ્યદેવીએ તેનું ભાન ભુલાવ્યું. લલનાનું તાન લગાવ્યું. મેરૂભાનાં વચન ઉપરથી અર્ધ દીવાનો બનેલો મદાન્ધસેન એકદમ પોતાના આસન ઉપરથી ઉઠી મેરૂભાને વીમળા સમજી તેનો પાલવ પકડી પ્રેમ બતાવવા લાગ્યો. એટલે મેરૂભા રીસાઇને બોલવા લાગ્યો.

" ઉંહું, ઉંહું. આઘા રહો. શું આવોજ તમારો પ્રેમ ? આપનો પ્રથમ સમાગમ આજનો છે તે શું વીસરી ગયા કે ? --આપને મારા યૌવનની મઝા આવાં નજીવાં વસ્ત્રો, અને શૃંગાર વીનાના અંગથી કેવી મળશે તેનો વીચાર કર્યો કે ? "

"મદાન્ધસેનને વીમળાનું કહેવું સત્ય લાગ્યું. તેથી કમળાનાં સર્વ કીંમતિ વસ્ત્રો અને દાગીના તેને અર્પણ કર્યાં. તત્કાળ મેરૂભાએ પોતાનું અસલ સ્વરૂપ પ્રગટ કર્યું. અને મદાન્ધસેન એક શબ્દનો ઉચ્ચાર કરે તે પહેલાં તેના મોંમાં ડુચો મારી, મહેલના સ્થંભ સાથે બાંધી મેરૂભા કમળાને વેશે સત્વર મહેલની બહાર નીકળી ગયો.



# પ્રકરણ ૬

## શાણો શયતાન



ફણીધરના મુખમાં–અને વીંછીના ડંખમાં ઝહેર રહેલું છે, પરંતુ દુષ્ટ મનુષ્યો સર્વાંગે વિષથી ભરેલા હોય છે. નીચ નરો કરતાં શાર્દુલનો સ્વભાવ ઘણો ઉત્તમ હોય છે. કારણ–શાર્દુલ મનુષ્યને દેખતાં તત્કાળ એજાન કરે છે, ત્યારે દુષ્ટ પુરૂષો પરોપકારનો ડોળ ધારણ કરી તેના સબંધીઓનો રીઝાવીને નાશ કરે છે.

* * * *

વર્ષાઋતુ ખલાસ થઈ. આજથી નવરાત્રિનો પ્રારંભ થઇ ચુકયો છે. તેથી પ્રિયવૃંદાએ લીલાંબરી જવાની તૈયારી કરી ચાર ચતુર મારાને સાથે લીધા. નાટકવાળા શીનેરીમાં ગોઠવે છે તેવું એક વીશાળ દેવળ ચતુર કારીગરો પાસે તૈયાર કરી તેણે સાથે લેઇ લીધું. શહેરમાંથી નીકળતી વખતે તેણે પુરૂષનો પોશાક ધારણ કર્યો, જેથી તેને રસ્તામાં ઓળખાઇ જવાનો મુદ્દલ ભય રહ્યો નહિ. દર મજલ કુચ

કરતાં પ્રિયવૃંદા આસો સુદ. ૬ ને રોજ લીલાંબરી જઇ પહોંચી. તેણે રાજાને બતાવેલી જગ્યાએ નાટકી દેવળ તૈયાર કર્યું મારાઓને પોતાના ગણો તરીકે હાથમાં ખુલ્લી તરવારો આપી નિર્જીવ સ્વરૂપે ઊભા રાખ્યા. પોતે જે વેષ સજી રાજમહેલમાં ગઇ હતી, તે વેષથી ત્યાં દેવી તરીકે ઉભી રહી, અને રાજાને આવવાની વાટ જોવા લાગી.

* * * *

પ્રિય પાઠક ! આ સ્થળે આપણે સત્યપ્રસાદની સંભાળ લેવાની થોડી જરૂર છે. તેને વિજયસેને મદાન્ધસેનના વચનોથી ભોળવાઇ દેશવટો દીધો હતો. તે આપણે ત્રીજા પ્રકરણમાં જાણી ગયા. સત્યવિજયના મનમાં દેશવટાનું જરાપણ દુઃખ નહોતું. તેનું મન રાજ્ય ખટપટથી કંટાળી વિરકત યોગી સમાન થયુ હતુ. તેને મન સુખ–દુઃખ સમાન હતાં. તેથી યોગ સાધનાની ક્રિયા કરવા માટે થોડા દીવસથી તે લીલાંબરી ડુંગરમાં આવી રહ્યો હતો. બે ત્રણ દીવસથી ગુરૂના મુકામ ઊપર ગયો હતો. ત્યાંથી આજે પાછો આવતાં પોતાના મુકામ નજીક નવીન દેવળ અનુપમ મૂર્તિ, અને દેવીના ભયંકર વેષવાળા ગણો જોઇ વિસ્મય થયો. તે મનમાં વીચાર કરવા લાગ્યો. “ શું સ્વર્ગમાંથી કાળીકાદેવી તો નહિ પધાર્યા હોય ? અરે ત્યારે મારૂં સાંભળેલું અસત્ય હશે ? કાળીકાળમા દેવ દેવી મનુષ્યોને પ્રત્યક્ષ દર્શન કદી આપતાં નથી. એવું

સાંભળેલું આ સ્થળે મિથ્યા કેમ થયુ હશે ? જરૂર, આ નવીન તર્કટ હોવું જોઇએ એમ વિચાર કરતાં બારીક નજરથી નીહાળવા લાગ્યો. તેની દૃષ્ટિ તિક્ષણ હોવાથી તે દૂર હોવા છતાં પ્રિયવૃંદાને તરત ઓળખી ગયો. ઓળખતાં તેને વિજયસેન ઊપર નવીન આપત્તિનો ભાસ થયો. તત્ક્ષણ તે એક ઘીચ ઝાડીમાં છૂપાઇ જઇ તમાસો જોવા લાગ્યો. થોડીવારમાં ત્યાં કોઇ મનુષ્યનો પગરવ સંભળાવા લાગ્યો. તે મનુષ્ય નજીક આવતાં ચતુર સત્યવિજયની ખાત્રી થઇ કે તે આવનાર વીજયસેન હતો વળી તેની પાસે શસ્ત્ર જણાતું નહોતું. તેથી તેનું મૃત્યુ નજીક હોવાનો સત્યવિજયને ભાસ થયો વધુ વીચાર કરવાનો વખત નહી મળવાથી પોતાના ઝભ્ભામાં ગુપ્ત રીતે સંતાડી રાખેલી રીવોલ્વર કાઢી, બરાબર પ્રિયવૃંદા ઊપર નીશાન તાકીને ઊભો રહ્યો. વીજયસેને પોતાના મહેલમાં જેવું કાળીકાનું સ્વરૂપ દેખ્યુ હતુ, તેવું સ્વરૂપ આ સ્થળે નજરે પડવાથી તેને શંકા કરવાનું મુદ્દલ કારણ મળ્યું નહિ. અને તેથી નમ્ર ભાવથી માતાની સ્તુતિ કરતાં વીજયસેને જેવું પોતાનું મસ્તક પ્રિયવૃંદાને નમાવ્યું, તે ક્ષણે પ્રિયવૃંદાએ તિક્ષણ તરવારથી તેના ઊપર ઘા કર્યો. તેનો ઘા રાજાને કંઇ ઇજા કરે ત્યાર પહેલાં સત્યવિજયની રીવોલ્વરમાંથી છૂટેલી ગોળી પ્રિયવૃંદાને લાગી, અને તેથી પ્રિયવૃંદા નિર્જીવ થઇ ભોંય ઊપર પડી. મારાઓ ભયથી નાસી ગયા. સત્ય-

વિજયને ઇનામની લાલચ નહિ હોવાથી તે છુપાઇ રહ્યો. પરંતુ બાજુમાંથી મહાન્ધ [illegible] થઇ " મ્હારાજાનો જય થાવ, ઘણી ખમા [illegible] અન્નદાતાને." એમ કહેતો રાજાની પાસે આવ્યો. રાજા આશ્ચર્ય પામી બોલ્યો. " ભાઇ મદાન્ધ ! તું અત્યારે અહીં ક્યાંથી આવ્યો ? મારા નીમકહલાલ મીત્ર, તપાસ કર દેવી આખર હોવા છતાં નીર્જીવ કેમ થયાં, તેના ગુણો ક્યાં ગયા. શુ આ કોઇ નવીન પ્રપંચ તો નથીને ?

" મારા અન્નદાતા ! આપ વિજયપુરથી ગુપ્ત રીતે નીકળ્યા, તેથી મારા મનમાં આપના ઉપર કોઇપણ તર્કટનો વહેમ આવ્યો. તેથી આપનુ પગલુ શોધતાં શોધતાં હુ આપની પાછળ આવ્યો મ્હારાજ ! આ કોઇ દેવી નથી, પણ આપણા વિજાપુર શહેરની પ્રખ્યાત ગુણિકા પ્રિયવૃંદા છે. તેણે આપને હણવા ખડ્ગ ઉપાડયું તેવીજ મેં તેને રીવોલ્વરથી ઠાર કરી "

આ બધું વૃતાંત તેણે રાજાને કહ્યુ. વાસ્તવિક રીતે તે સત્ય નહોતું. તે ગુણિકાને ખપ વખતે મદદ કરવા આવ્યો હતો, અને સત્યવીજયને રીવોલ્વર ફોડતાં જોઇ હતી, તેથી પોતાનો દોષ છુપાવી તેણે મીઠા મીઠા શબ્દોથી રાજાને ખુશ કર્યો.

"મારા પ્રાણરક્ષક મદાન્ધસેન! તને આ તર્કટ રચનાર કોણ માલમ પડે છે?"

"મ્હારાજ! મને આ કાવત્રુ સત્યવીજયનું રચેલું જણાય છે. આપણે ત્યારે તપાસ કરીશું તો જરૂર તે દગલબાજ આટલામાંથી સંતાયલો નજરે આવશે. આપ સાથે આ ખડ્ગ લ્યો, અને નીડરતાથી મારી સાથે આવો. આપણે તેને તુરત શોધી કાઢીશુ."

એમ કહી આજુબાજુ થોડીવાર ફેરવી જ્યાં સત્યવીજય હતો, ત્યાં રાજાને લઇ ગયો. સત્યવીજયને જોતાં વીજયસેન જ્વાળામુખી પહાડની પેઠે બળવા લાગ્યો. તેણે પોતાની બુદ્ધિનો જરાપણ સદુપયોગ કર્યો નહિ. અને સત્યવીજય એક અક્ષરનો ઊચ્ચાર કરે, ત્યાર પહેલાં તેણે સત્યવીજય ઊપર ઘા કર્યો. પ્રભુથી આવો અન્યાય સહન થયો નહિ તુરત ભયંકર ધ્વનિ સાથે લીલાંબરી પહાડ ફાટયો, અંદરથી જ્વાળામુખી દેવીની તેજોમય મૂર્તિ સાક્ષાત્ રૂપે પ્રગટ થઇ ક્રોધથી બોલી.

"રે અજ્ઞાન! રાજમદથી અંધ બનેલા વીજયસેન, તારો પ્રાણ બચાવનારનો તું જાન લેવાની ઉત્કંઠા ધરાવે છે. એ બધું નીચ મદાન્ધસેનના પ્રપચતંત્રનું પરીણામ છે. તેથી

હું અધર્મીઓનો નાશ કરી ધર્મનું રક્ષણ કરવા માટે મહાન્ધસેનને શાપ આપું છું કે–તેના શીર ઉપર ભયંકર કલંક આવશે. અને તેથી થોડા દીવસમાં તે આત્મઘાત કરી નાશ પામશે.”

એમ કહી દેવી અંતરધ્યાન થયાં. મહાન્ધસેન અને વીજયસેન દેવીની વાણી ન સમજાતાં સત્યવીજયને જાદુગર સમજી ભયથી નાસી ગયા.

---

## પ્રકરણ ૭

### વસંત ઊપર વિપત્તિ

આજે રાજ્યકન્યા લત્તાકુમારીનો જન્મદીવસ હોવાથી તે પોતાની સખીઓ સાથે પુષ્પ વાટીકામાં જગદંબાની નીમ્ન લીખીત સ્તુતિ કરતી હતી

(રાગ—સુંદર શામળીઆ નામ જપીશ નિત્ય તહારૂં)

સુંદર શોભીતી, અંબાની છબી સારી
આરાસુરવાળી-લે ભવનાં દુઃખ હારી...સુંદર.

કુમકુમ ચાંદલો ભાળ બીરાજે
જય જય શબ્દથી દેવળ ગાજે
શરણે જાયે સહુ નરનારી............સુંદર.

હસ્ત મહીંશું ત્રિશુળ શોભે
માને જોવા મનડું લોભે
વાઘ ઊપર છે સ્વારી... ... ...સુંદર.

માજીએ મહીષાસુર મારી
દેવ તણાં દુઃખ નાખ્યાં ટાળી
એવી જગત્ જનુની દયાળી ... ...સુંદર.



"એક તરુણ ઘોડેસ્વાર પથીએ વાઘને મારી લત્તાના પ્રાણ બચાવ્યા."

વાંચો પ્રકરણ ૭.



હમીર લુટારાની લગ્નની ખુશાલીમાં ટીપાર્ટી અને બોટલની બહાર.

વાંચો પ્રકરણ ૧૨.

**સાખી.**

ગાય શીખે ને સાંભળે—પાપી પાવન થાય
દાસ જદુ ગુણ ગાય છે—પ્રેમથી લાગી પાય.

હજુ ગરબાની છેલ્લી કડી પુરી થઇ નહુતી, ત્યાં તો એક સખી ભયભીત ચિત્તે બહારથી દોડતી દોડતી આવી, અને "બાગમાં એક વાઘ ધસ્યો આવે છે, માટે નાસો, નાસો" એમ પોકાર કરવા લાગી. તુરત રંગમાં ભંગ પડયો અને જેનાથી જેમ નસાય તેમ નાસવા માંડયું. પણ બીચારી લત્તા જેવી નાસવા જાય છે, તેવીજ વાઘના ક્રૂર પંજામાં સપડાઇ ગઇ. તેથી તેણે મદદ ને માટે કારમી ચીસો પાડવા લાગી. સહુસા એક તરૂણ ઘોડેસ્વાર પંથી પોતાના અશ્વને પૂર જોસથી દોડાવતો બાગની વાડ કૂદી અંદર ધસી આવ્યો. તેના હાથમાં ધનુષ્ય-બાણ સજ્જ હતું. તેથી તેણે ધનુષ્યની દોરીને પોતાના કાન સુધી ખેંચી એક બાણ વાઘના કંઠમાં એવા જોરથી માર્યું કે; તે હીંસક પશુનો આત્મા તેના દેહુથી સદાને માટે વિખુટો થયો. તે અજાણ્યો મુસાફર-કહો કે લત્તાને બચાવનાર ગેબી ફીરસ્તો પોતાના અશ્વ ઉપરથી નીચે ઉતરી પાસેના કુંડમાંથી જળ લાવી મૂર્છિત લત્તા ઉપર ધીરેથી છાંટવા લાગ્યો. થોડીવારમાં લત્તા જાગૃત થઇ, અને વાઘના શબને નીહાળતાં તે શૂરવીર

મુસાફરનું પરાક્રમ જાણી ગઈ. તે પુરૂષને જોતાં શરમાઈ આઘી ખસી જઇ છુપી રીતે-પ્રેમભરી-વિલોલ અને કટાક્ષ દૃષ્ટિથી તેના સામું જોવા લાગી. તેને જોતાં લત્તાના ઉપર કામદેવની સંપૂર્ણ સત્તા જામી. તે મનમાં વીચાર કરવા લાગી કે; દયાળુ માતાજીએ મારી અરજ સાંભળી મને આ પતિ વાઘના નિમિશથી તો નહિ આપ્યો હોય ! ખરે તેમજ હશે. નહિતો આવા અણીના સમયે તે અહીં આવેજ ક્યાંથી ? વળી વિચારવા લાગી કે ક્ષત્રીઓનો ધર્મ છે કે તેના ઉપર ઉપકાર કરનારને ઉપહારથી વધાવી લેવો જોઇએ. આ મહા ભાગ્યશાળી નરરત્ને પોતાના જીવની દરકાર તજી આ દેહ બચાવ્યો છે. તો તે ઉપર તેનોજ હક્ક છે. માટે આ દેહ તેમને અર્પણ કરવો ઘટે છે. એમ ધારી તે બોલી.

"શૂરવીર ક્ષત્રીકુમારી ! આપને અડચણ ન હોય તો આપનું નામ ઠામ કૃપા કરીને કહેશો.'

"રાજકુમારી ! મને લોકો વસંતસેનના અભિધાનથી બોલાવે છે. મારાં માતા પિતા કોણ છે તેથી હું અજ્ઞાત છું. હું આ પાસે આવેલી અરવલ્લીની ગુફામાં ઋષિના આશ્રમમાં ઉછરેલો છું."

"વસંતસેન ! હું આ વિજાપુરની રાજકુંમારી છું.

મારૂં નામ લત્તા છે. મારી યોગ્ય ઉમ્મર થયા છતાં હજુ સુધી મારા લાયક પતિ ન મળવાથી હું આ ઉદ્યાનમાં અમારાં કુળદેવની પ્રાર્થના કરવા આવી હતી. આજે માતાજીએ પ્રસન્ન થઇ મારી અરજ સ્વીકારી–તમારાં દર્શન કરવા ભાગ્યશાળી કરી છે. પ્રિય વસંત! આપ હાલ આ બાગમાં મારા મહેમાન થઇને રહો. થોડા દીવસમાં મારો સ્વયંવર થવાનો છે. વ્હાલા વસંત–મેં મારા મનથી આપણા ચરણની સેવા કરવાનો નિશ્ચય કર્યો છે. માટે મારી વીનંતિનો સ્વીકાર કરી આપ હવે અતરેથી જવાનું સંભારશો નહિ."

વસંતસેનને પોતાના ગુરૂની આજ્ઞા સિવાય ન રહેવાને માટે ઘણી આનાકાની કરી, પણ લાચાર! તેને લત્તાએ પ્રેમની એવી સજ્જડ બેડીમાં પુર્યો હતો કે; ત્યાંથી તે એક તસુ પણ આગળ વધી શકયો નહિ. તે લત્તાની મોહક મૂર્ત્તિની માગણીનો અનાદર કરી શકયો નહિ.

અહો પ્રેમ! તું જડ અને ચેતન, પશુ અને પક્ષી, દેવ અને દાનવ–સર્વમાં પ્રવૃતિ રહેલો છું. જે વસંતસેને વાઘનો શિકાર કર્યો હતો, તેજ વસંતસેન પ્રેમના જાદુઇ મંત્રથી એક અબળાનો શિકાર થઇ પડયો, અને સ્વયવર થતા સુધી તેણે બાગમાં રહેવાનું વચન આપ્યું. તેથી લત્તા તેને બાગના મહેલમાં ઉતારો આપી ખુસી થઇ પોતાના

મુકામ ઉપર ગઇ.

* * * * * *

લીલાંબરી પહાડ ઉપરથી વિજયસેન અને મદાન્ધસેન નાસી છુટયાના સમાચાર આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. તેઓ બન્ને જ્વાળામુખી દેવીના ભયથી પાછું જોયા વિના ઘણી ત્વરાથી નાસતા થોડા દીવસમા—એટલે જે દીવસે વસંતસેન લત્તાકુમારીનો પ્રેમ મેળવવા ભાગ્યશાળી થયો હતો. તેજ દીવસે મોડી રાત્રે પોતાના બાગમાં આવી પહોંચ્યા. રાત્રિ ઘણી જવાથી નગરના દરવાજા બંધ થયેલા હોવાથી તેઓએ અત્યારે પોતાના બાગમાં રહેવાનો વીચાર કર્યો. બાગમાં જતાં તેમણે—જે મહેલમાં કદીપણ દીપક પ્રગટ થતો નહિ; ત્યાં આજ ઝગઝગાટ કરતાં હાંડી-ઝુમ્મરોને પ્રકાશ આપતાં જોયાં. તેથી તેઓ ભયથી ત્યાં સ્થંભી ગયા. દૂર ઉભા રહી વિજયસેને મદાન્ધસેનને તપાસ કરવા મોકલ્યો. મદાન્ધસેને પોતાની આખી જીંદગી અસત્યમાંજ વીતાવી હતી, તે અત્યારે સાચું કેવી રીતે બોલી શકે? તેણે વિજયસેનને આવીને કહ્યું, "મહારાજ! આતો સત્યવીજયનું કારસ્થાન જણાય છે. તેણે આપણને મારવાનો જે વખતે સંકેત રચ્યો હશે, તે વખતે પોતાને રાજ્યગાદી મળી ચુકી, તેમ ધારી પ્રધાન પણ નીમ્યો છે. અને તેજ

આ સામે સામેના બાગમાં અત્યારે નિરાંતે અમન ચમનમાં સુતેલો જણાય છે. આ બધી ધામધુમ પણ તેણે કરાવી હશે, એમ હું ધારૂં છું.”

સ્વાર્થ વીના બીજાનું નીકંદન કરનાર નર રાક્ષસ મહાન્ધસેનની વાત સાચી માની, તેની અયોગ્ય સલાહ પ્રમાણે ઓચીંતા મહેલમાં જઇ–વીજયસેને તે નીર અપરાધી વસંતસેનને નીંદ્રાવસ્થામાં એકદમ કેદ કર્યો.

---

# પ્રકરણ ૮

## તરૂણ યોગી

ગુજારે જે શીરે તારે, જગતનો નાથ તે સેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લે જે.

( બાલાશંકર )

* * *

જે ગમે જગત ગુરૂદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઇ નવ સરે, ઉગરે એક ઉદ્વેગ ધરવો.

( નરસીંહ )

* * *



નિરપરાધી વસંતસેનને મદાન્ધસેનના તર્કટથી કેદખાનું પ્રાપ્ત થયું. તેને બીજે દીવસે બરાબર સાયંકાળના વખતે કેદખાના આગળ બે સંન્યાસી મહાત્મા આવી પહોંચ્યા. તેઓ બન્ને તરૂણ યોગી હોવા છતાં તેમાં એક મહંત અને બીજો તેનો

ચેલો હતો. તેઓ કેદખાનાથી થોડે દૂર આવેલા વડ તળે વિશ્રાંતિ લેતા અરસપરસમાં વાતો કરવા લાગ્યા.

મહંતઃ- "ચેલાજી. અબ મેરી જીંદગીકી અવધ આ રહી હય, મય કલરોજ પરમાત્માકી હજુરમેં ચલા જાઉંગા. તુમને મેરી બહુત સેવા ઊઠાઇ હય, ઊસ્સે લીએ મેં તુમારા પર બહુત ખુશ રહા હું. ઊસ્સે લીએ મેરા બીચાર અયસા હય- કે મય જે સિદ્ધિકા મંત્ર જાનતા હું, વો તુમકું બતા દઉંગા. સબબ ! મેરા વો ફાની જહાનસે કુચ કરનેકે બાદ વે મંત્ર નષ્ટ હો જાયગા. તુમકું પઢાનેસે તુમ ઊનકી મદદસે બહુત સુખ પાવગે. ઊસકા માયના વો હય, કે જીસકે પાસ વો મંત્ર રહતા હય, ઊસકું આપહી આપ હીરા, માનીક, ચુની, રૂપયા, સુનેકી મહોરો, ઔર જીસકી જીસકી જરૂર હય, વો મંત્ર પઢનેસે બીના તકલીફસે ફૌરન મીલ જાતા હય "

ગુરૂ-ચેલાનો સંવાદ જેલના પહેરેગીરને સાંભળવાનું મન થતાં તે કેદખાનાની ચોકી કરવી મુકી દઇને ત્યાં આવીને બેઠો.

ચેલોઃ-" મહારાજ ! અપને સંત લોકકુ રિદ્ધિ સિદ્ધિકી કયા જરૂર હય. પરમાત્માકા નામસે જો મુઠ્ઠીભર આટા મીલતા હય, ઊસકું હમ અપના બડા ખજાના જાનતા હું. ઊસકે લીએ વો મંત્રકી મેરે જરૂરત નહિ હય. મેરેકું અયસા મંત્ર સુનાઓ-કે મેરા આત્મા પવિત્ર હો જાય.

મેરે પ્યારે ગુરૂજી ! વો સિદ્ધિકા મંત્ર આપ કોઇભી સંસારી આદમીકું દે દો. ”

આ સાંભળી પહેરેગીર સાહેબ, તે તરૂણ યોગીના ચર્ણમાં નમ્યા. અને બે હાથ જોડી દીન સ્વરથી તે મંત્ર પોતાને શીખવવા સારૂ આજીજી કરવા લાગ્યા.

મહંતઃ–“ અચ્ચા ઊસમેં આજીજી કરનેકી કુચ જરૂર નહિ હય. આપ આપના સબ અસબાબ ઇધર છોડ કે વહાંસે ફોરન જાવ. ઔર જલપાત્રમેં એકસો કુવેકા પાની લાવ. ઔર ઊસ્સે તુમ સ્નાન કર લો. ફીર મય તુમકું વો સિદ્ધિકા મંત્ર બતા દઉંગા.

આ સાંભળી પહેરીગર સાહેબ ખુશી ખુશી થઇ ગયા. પોતાનુ કર્તવ્ય ભૂલી જઇ પોતાનો તમામ સામાન ત્યાં મુકી કુવાનાં પાણી લેવા દોડી ગયા. તરૂણ યોગીને તેટલુંજ જોઇતું હતું. તેણે પોતાનો ભગવો પોશાક દૂર કરી ઝોળીમાં છૂપાવેલી સુંદર સાડી ધારણ કરી. વસંતસેન કેદમાં રહી આ સર્વ તમાસો જોઇ પોતાની ભવિષ્ય પત્નિ-લત્તાકુમારીની હીંમત અને અનહદ ચતુરાઇ માટે પોતાના મનમાં વખાણ કરવા લાગ્યો. તેની સખી ચેલા રૂપે રહી કેદની આજુબાજુ તપાસ કરવા ઊભી. લત્તાકુમારી જેલનું તાળું ખોલી વસંતસેનને મળવા માટે અંદર દાખલ થઇ.

લત્તાકુમારી અંદર દાખલ થતાં નમ્ર વદને વસંતસેનને વિનવતાં કહેવા લાગી, "નાથ! આ ભગવાં વસ્ત્ર આપ ધારણ કરી નસાય ત્યાં નાસો. મને આપ ખુશીથી કેદમાં રહેવા દયો. મારો ક્રૂર પિતા મને કેદમાં જોઇ આશ્ચર્ય પામશે, પણ તે મારા પ્રાણને જરૂર બચાવશે. ઇશ્વરની મરજી આપણને ફરી મેળવવાની થશે, ત્યારે પુન: આપણું મીલન થશે."

વસંતસેન:–"વલ્લભા! મને મરવાનો કદી પણ ભય નથી. મોત સર્વને વેલુ–મોડું પોતાના શીકારી પંજામાંથી છોડતુ નથી. આકાશમાં ગમન કરનારને–અથવા પાતાળમાં છુપાઇ જનારને મૃત્યુનો દેવ:ા ગમે ત્યાંથી શોધી તેનો અવશ્ય નાશ કરે છે. માટે સુંદરી! તમારી નાસવાની સલાહ કેવળ નીરૂપયોગી છે."

આ સાંભળી લત્તાકુમારીના ચક્ષુમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તે અચેતન થઇ વસંતસેનના સામું ટગર ટગર જોઇ રહી–વસંતસેન લત્તાકુમારીની દયામણી સ્થિતી જોઇ બોલ્યો: "ક્ષત્રિય રાજકુમારી! આમ હીંમત હારી જવાથી ઇશ્વર કોઇને કદી મદદ કરતો નથી. માટે ઇશ્વરના ઊપર ભરૂસો રાખી હું મારા બચાવની યુક્તિ તમોને કહું છું તે સાંભળો. આજે તમારો પિતા મને ફાંસી ચડાવતી વખને તમારા રાજયના કાયદા મુજબ મને ઇચ્છિત વસ્તુ

માગવાની કહેશે તે વખતે હું તમારો સ્વયંવર જોવાની માગણી કરીશ. ઈશ્વર કૃપા કરશે તો તમારી મુરાદ તે વખતે પૂર્ણ થશે. માટે અત્યારે તમો રાજ્યભુવનમા પાછા પધરો.”

આ નવિન ચાતુર્યથી લત્તામાં નવું ચૈતન્ય આવ્યું. તે આનંદથી વસંતસેનને પ્રણામ કરી તેની આજ્ઞા લઇ કેદખાનું બંધ કરી પ્રથમની માફક મહંત બની વૃક્ષ નીચે બેસી તે પહેરેગીરને આવવાની વાટ જોવા લાગી. કદાચિત્ પહેરેગીરના આવતા પહેલાં પોબારા ગણી જાય, પરંતુ પોતાનું કપટ કાર્ય ખુલ્લું થઇ જાય, તેમ ધરી નિશ્ચિત થઇ ત્યાં બેઠી.

પહેરેગીર સાહેબ જળ લઇને દોડતા દોડતા આવ્યા. કારણ કે તેમની પાછળ મહારાજા વિજયસેન મંત્રીઓ સાથે પધારતા હતા. તેથી પહેરેગીર સાહેબ ગભરાયા, અને તરૂણ યોગી–ચેલાને પ્રણામ કરી થોડીવાર દૂર બેસવા વીનંતિ કરી, તરૂણ યોગીઓએ લાગ સાધી અગીઆરા ગણ્યા. થોડી વારમાં રાજાની સ્વારી આવી પહોચી. વિજયસેનના હુકમથી વસંતસેનને ફાંસીના માંચડા ઉપર ઉભો રાખી, ગળામાં જીવલેણ હીરની દોરી નાખી તેને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો.

વિજયસેનઃ-“ અરે સુકુમાર બાળક ! તને તારા

પ્રાણુની કિંચિત માત્ર કિંમત હોય, તને તારા જીવનની દરકાર હોય, તો સત્ય બોલ, તને સત્યવિજયે અત્રે કયા કામ માટે મોકલ્યો હતો.”

વસંતસેન:-“ રાજેન્દ્ર ! સત્યવિજયનો મને મુદ્દલ પરિચય નથી, તેમ સત્યવીજય કોણ છે તે હું જાણુતો નથી.”

વિજયસેન:-“ નાદાન યુવાન ! તું પોતાના હાથથી કાળને આમંત્રણુ કરે છે. તારાં અસત્ય વચનોથી આ વિજયંસેન કદી ભોળવાય તેવો મૂર્ખ નથી. બેવકુફ છોકરા ! જ્યારે તું મૂર્ખતાથી મૃત્યુને પસંદ કરે છે, ત્યારે તને આ રાજ્યના પવિત્ર કાયદા પ્રમાણે આજ્ઞા કરવામાં આવે છે કે; મરણુ વખતની તારી છેલ્લામાં છેલ્લી ઇચ્છા જાહેર કર; કે તુરતજ તે પૂર્ણુ કરવામાં અ વશે.”

વસંતસેન:-“ નૃપેન્દ્ર ! મને આ સંસારમાં એવી કોઈપણુ વસ્તુ પ્રિય નથી, કે જેની હું તમારી પાસે યાચના કરૂં. પણુ મને ફક્ત એક વાતની ઉપેક્ષા રહેલી છે-જેને માટે હું ખાત્રીથી કહું છું કે તે તમો કદી પૂર્ણુ કરી શકો તેમ નથી. માટે આપની આજ્ઞાનો હું સવીનય અનાદર કરૂં છું.”

વિજયસેન:-“ આ રાજ્યની સમૃદ્ધિ અને શક્તિ વિષે જ્યાં સુધી તને ખબર નથી, ત્યાં સુધી તું તારા બાળ સ્વભાવ પ્રમાણે ખાલી બકવાટ કરે છે. માટે તને પુનઃ

કહેવામાં આવે છે કે; તારી જે મોટામાં મોટી માગણી યાચના હોય, તે જાહેર કર. તે પૂર્ણ કરવામાં રાજ્યને કોઇ રીતની હરકત નથી."

વસંતસેનઃ-નૃપેશ ! મારી "અભિલાષા માત્ર કિંચિત્ એટલીજ છે કે; તમારી પુત્રી લત્તા કુમારીનો સ્વયંવર મને સંપૂર્ણ રીતે જોવા દેશો."

વિજયસેન અને મદાન્ધસેનનાં મોઢાં વસંતસેનની નજીવી માગણી સાંભળી પહોળાં થઇ ગયાં. પણ લાચાર ! તેઓ બોલીમાં બે વખત બંધન થવાથી વસંતસેનની મરજી વિરૂદ્ધ કંઇ શિક્ષા કરી શક્યા નહિ. વિજયસેન મંત્રીઓ સાથે ખાનગી મસલત કરી વસંતસેનને બીજે દીવસે મારી નાખવાના ઠરાવ કરી સ્વસ્થાને ચાલ્યા ગયા.

વસંતસેને મનમાં પ્રભુનો મહીમા ગાવા માંડયો.

" જેને રાખે શ્રીરામ, સાહ્ય થાએ ઘનશ્યામ.
તેનું કોણ લઇ શકે નામ."



## પ્રકરણ ૯

## સુખનો ચમકારો-કે દુઃખનો આભાસ.



ક્ષેલતા કુમારીનો સ્વયંવર હોવાથી આખા વિજાપુરનાં સર્વ મકાનો ધોળી-રંગીને શુશોભિત કરવામાં આવ્યાં હતાં.

સ્વયંવરનો મંડપ શહેરની પશ્ચિમ બાજુએ મહાભારતની મચ્છવેધની પ્રાચીન ચિત્રકળા ઉપરથી તેને બાંધેલો હોવાથી તેની કારીગરીનાં વખાણ કરવાં તે કુંદન ઉપર ગીલ્ટ કરવા સમાન નિરર્થક હતાં. મંડપમાં જવાને માટે મુખ્ય ત્રણ દરવાજા હતા એક દરવાજેથી રાજવંશી મહેમાનો, બીજે દરવાજેથી નગરના લોકો, અને ત્રીજે દરવાજેથી યુવતિઓ જાય, તેવી ગોઠવણ કરી હતી. સ્વયંવરનો વખત સહવારના નવ વાગ્યાનો રાખેલો હતો. પરંતુ પ્રાતઃકાલ થતા પ્રેક્ષકો સારી જગ્યા મેળવવાની આકાંક્ષાથી આવવા લાગ્યા. સમય થતાં કન્યાની આશાએ આવેલા રાજકુમારો પોતાનું સ્થાન શોધી ત્યાં બેસવા લાગ્યા.

રાજ્ય તરફથી શાન્તિ રક્ષક સેવકોનો ઉત્તમ પ્રબંધ કરેલો હોવાથી શાન્તિમાં ખલેલ થતી નહતી. તેથી તમાસગીરો સારી રીતે સ્વયંવરનું કામ જોઈ શકતા હતા. તુરંગમાંથી વસંતસેનને સ્વયંવર જોવા માટે-તેને આપેલા વચન પ્રમાણે કાઢી લાવ્યા હતા.

નવ વાગે ઉત્તમ શણગારેલી હાથણી ઉપર બેસીને લત્તાકુમારી સ્વયંવર મંડપમાં વરમાળ લઇ દાખલ થઈ. તેના મનમાં પ્રથમથી વસંતસેન માટે પ્રેમ ઉભરાતો હોવાથી સર્વ રાજકુમારો તેજહીન જણાવા લાગ્યા. તેથી સ્વયંવરમાં ચારે બાજુ ફરી વસંતસેનને વરમાળ અર્પણ કરી. એકદમ સભામાં ભારે કોલાહળ થયો. ચારે તરફથી દગો, દગો, દગો, એવાજ શબ્દો સંભળાવા લાગ્યા. કેટલાક ઉન્મત્ત રાજકુમારો વિજયસેનની સામે યુદ્ધ કરવા સજ્જ થયા. વિજયસેન સમયાનુસાર સમયસુચકતા વાપરી સર્વની પ્રત્યે વિનયથી કહેવા લાગ્યો:- "રાજયવંશી કુમારો! આ થયેલો સ્વયંવર મને કબુલ નથી. હું ધારૂં છું કે અત્યારે લત્તાકુમારીનું ચિત્ત શુદ્ધિમાં હશે નહિ, તેથી આ કેદીને ન ઓળખતાં તેની ભૂલ થઇ હશે. માટે આપ સર્વ શાન્ત થાવ. હુ મારી પુત્રીને તેની ભૂલ સમજાવું છું." આવાં વિનયનાં વચન સાંભળી સર્વ શાન્ત થયા. એટલે વિજયસેને લત્તાની પાસે જઇ તેને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો.

"પ્રિયકુમારી લત્તા ! તું જાણે છે કે; જેને તેં વરમાળા અર્પણ કરી છે તે કોઇ રાજકુમાર નથી. પરંતુ તે કોઇ પ્રપંચી માલમ પડવાથી તેને કેદ કરવામાં આવ્યો છે. તેને કાલે સૂર્યોદય સમયે ફાંસી દેવાની છે. અજ્ઞાન બાળા ! તું તારી ભૂલ સુધારી આવેલા રાજવંશીઓમાંથી તારા મનગમતા રાજકુમારને શોધી તેને સુખેથી વરમાળા અર્પણકર."

વિજયસેનને પ્રત્યુત્તર આપતાં લત્તા બોલી:- "પિતાજી ! જેમ જગતમાં ઇશ્વર એકજ છે, તેમ સતી સ્રીને પતિ એકજ હોય છે. માટે આપ વડીલ થઇ મને અવળે માર્ગે ચલાવી બે પતિ કરવાની નીહિત શીખામણ આપો છો, તે મારા હિતને માટે નહિ; પરંતુ ઘોર નર્કમાં નાંખવા માટે છે. આપના મુખેથી આવાં અયોગ્ય વચનો જરાએ શોભતાં નથી. દૈવની ઇચ્છાથી ગમે તેવો પતિ મળ્યો હોય, તો પણ જે સ્રી મનથી-કર્મથી અને કાયાથી પતિની સેવા કરે છે; તેનું જીવન જગતમાં ઉજવળ ગણાય છે. લક્ષ્મી અને રૂપનાં સૌ સગાં થાય છે, પણ તે સ્રીને અગણિત ધન્ય છે કે ભાગ્યહીન પતિના દુઃખમાં ભાગ લઇ તેને સ્વર્ગના સુખનું ભાન કરાવે છે. પિતાજી ! હું આપનું એક નાદાન બાળક હોવાથી આપને શિખામણ દેવા યોગ્યનથી."

વિજયસેન:- " લુણહરામ છોડી ! તારો વિનાશ

થવાનો હોવાથી દૈવ તને વિપરીત બુદ્ધિ સુઝાડે છે. પરંતુ યાદ રાખ; કડવા લીમડાના મૂળમાં પાણીને બદલે દૂધ રેડીને ઉછેરતાં તે કદી મીઠો થશે નહિ. હજુ પણ સમજ. અને તારી બાળક બુદ્ધિનો ત્યાગ કરી ભૂલનો પશ્ચાતાપ કર, નહિતો તારે બુરા પરિણામનો સ્વાદ ચાખવો પડશે

લત્તાકુમારીઃ–પિતાજી ! સર્વ પ્રાણી માત્ર અનાદિકાળને વશ થઇ કર્મને સાથે લઇ સંસારમા જન્મ ધારણ કરે છે.

પિતાજી માનવનું ભલું-બુરું ઇશ્વરવિના કરવાને કોઇ સમર્થ નથી. જગતકર્તાની મરજી મને કષ્ટમાં નાખવાની હશે; તો તમારાથી મને કોઇ રિતે સુખ આપી શકાય તેમ નથી. પિતાજી ! હું નથી સમજી શકતી કે આ સ્વયંવર તે સુખનો ચમકારો–કે દુઃખનો આભાસ છે ’

“ તે હવે તને તરત ખબર પડશે ” વિજયસેને ક્રોધથી કહ્યું.

પછી તે મદાન્ધસેન સાથે કેટલીક ખાનગી મસલત કરી સભા બરખાસ્ત કરી ક્રોધમાં ચાલ્યો ગયો. લત્તાએ મનમાં કહ્યું: “ રે મૂઢ !

“ શાણાઓ કહે છે સૃષ્ટિનો સાહેબ સાચાને લે છે સંભા ..રી
“ ગુપ્ત પરીક્ષા કરી અજાયબ આખર લે છે ઉગા.. રી
“ સાચે સાચી સતિ સીતા શ્રીહરિએ બળતી આગેથી ઉગા ..રી
“ પંચાળીના પટકુળ પૂરીને લાજ સતીની વધા રી

## પ્રકરણ ૧૦

### આત્મહત્યા-" કર અને જો "





"પાપ પાપીને ખાય છે" એ કુદરતનો છુપો ઇન્સાફ સદા અમર છે, નિષ્પક્ષી છે. કલંક રહિત છે. મોટા અજીતગઢને તોડનારી ભયંકર તોપો-કુદરતના છુપા ઇન્સાફને ફેરવવા સદા અસમર્થ છે. બરફના ઢગની નીચે છુપાએલો પાપી માણસ-કુદરતના નિર્મળ ન્યાયથી ક્ષણમાં બળી જઇ ખાખ થાય છે × × × ×

વિજયસેન લત્તાનાં લગ્ન કોઇ કુરૂપ, નિર્ધન, અને રોગિષ્ટની જોડે ગુપ્ત રીતે કરવાનું મદાન્ધસેનને કહી ત્યાંથી ચાલ્યો ગયો. મદાન્ધસેનનુ હૃદય પ્રથમથીજ મલીન હતું. તેણે આવી અનુપમ દેવાંશી-બાળાને હાથમાં આવ્યા છતાં જવા દેવી એ અયોગ્ય ધાર્યું. તેથી તેણે પોતાના પાપીષ્ટ હૃદયમાં વીચાર કરવા માંડયો કે આનું લગ્ન તો મારા જેવા શોખીન સજ્જન સાથે થવું યોગ્ય છે. રાજાની આજ્ઞા પ્રમાણે તેને ગામ બહાર શિવાલયમાં લઇ જઇશ, એક વૃદ્ધ અપંગને

સાથે રાખીશ, હું રાજવંશી પોષાક ધારણ કરીશ, અને અપંગની સાથે લત્તાનું લગ્ન નહિ કરતાં હું રાજકુમાર તરીકે તેનું પાણી ગ્રહણ કરીશ, પછી ત્યાંથી પરભાર્યો બારોબાર બીજા રાજ્યમાં જતો રહીશ, એટલે પછી બસ ! બેડો પાર ! આવી રીતે તેણે પોતાના મનસ્વી અશ્વને આગળ દોડાવી હવાઇ કીલ્લાઓ જીતી લેવા માંડયા. અને તેને માટે તૈયારી કરવા લત્તાકુમારીને એક પહેરેગીરને સોંપી પોતે પોતાના મુકામ ઉપર ગયો. * * *

મદાન્ધસેન ઘેર જઇ ઘણી ત્વરાથી પોતાનો સર્વ સામાન બાંધવા લાગ્યો. જમવાનો સમય થવાથી તેની પત્નીએ જમવા માટે બોલાવ્યો, પરંતુ તેનું લક્ષ જમવા ઉપર ન હોવાથી તે સાંભળી શકયો નહિ, આથી તેની પુત્રી ચંદાવતી પિતાની પાસે આવી લાડથી તેનું કારણ પૂછવા લાગી. ચંદાવતીનો સ્વભાવ ઘણો હઠીલો હોવાથી તે જે વસ્તુની હઠ કરતી, તે વસ્તુ મેળવ્યા સીવાય તે કદી રહેતી નહિં. મદાન્ધસેનને સંતતિમાં માત્ર આ એક પુત્રી હોવાથી તે ચંદાવતીની દરેક હઠ લાડથી પૂર્ણ કરતો હતો. આજે પિતાને ત્વરા કરતો નિહાળી ચંદાવતીએ તેમ કરવાનું કારણ પૂછયું. મદાન્ધસેને પ્રતિઉત્તરમાં ઘણાં જૂઠાં બાનાં બતાવ્યાં, પરંતુ તે તેણે સાચાં માન્યાં નહિ. પુત્રીથી પિતા કાચો ન હોતો; તેણે તરત જોડી કાઢી એક વાત ચંદાવતીને કહેવા માંડી,

"મ્હારી વ્હાલી લાડકડી ચંદા! આપણા રાજાએ લત્તા ઉપર ગુસ્સે થઇ કોઇ અપંગ અને નિર્ધન સાથે પરણાવવા માટે મને આદેશ કર્યો હતો. પણ પાછળથી રાજાને ઘણી વીમાસણ થવાથી લત્તાકુમારીનાં લગ્ન તેને યોગ્ય રાજકુમાર સાથે કરવાને માટે મને કહેલું છે. લત્તાનાં લગ્ન અપંગ સાથે થાય નહિ, માટે કોઇ લાયક રાજકુમારને શોધવા માટે હું સત્વર કાર્ય પરવારીને જવાનો છું." આ વાત ચંદાવતીને સત્ય લાગી.

જ્યારે મદાન્ધસેનને લત્તા સાથે લગ્ન કરવાનું મન થયું, ત્યારે તેની પુત્રી ચંદાવતીને કોઇ રાજકુમાર સાથે પરણવાને માટે આકાંક્ષા હતી. ચંદાવતીને આ નિમિત્ત પોતાનુ કાર્ય સાધવા માટે ઠીક જણાયું. તેથી તે પિતા પાસેથી લાગ મળતાં ગુપ્તરીતે સ્વયંવર મંડપમાં જ્યાં લત્તાને નજર કેદ જેવી સ્થીતિમાં રાખી હતી, ત્યાં જઇ લત્તાને મળી. અને પરોપકાર કરતી હોય તેમ બોલી.

"બ્હેન લત્તા! તું મારી બાળ સખી હોવાથી તારૂં દુઃખ દૂર કરવાને માટે હું અહીંયાં આવી છુ. તારૂં શીયળ જાળવતાં મારા પ્રાણની આહુતી આપવી પડે તેની મને દરકાર નથી. માત્ર તારૂં પતિવ્રત બચે એટલે આનંદ. આનંદ. મારા મનમાં તેને માટે એક નવીન તર્ક પ્રગટ

થયો છે. તું મને તારાં વસ્ત્ર આપ, તે હું પહેરી તારે સ્થળે લત્તા તરીકે રહીશ-અને મારાં વસ્ત્ર તું પહેરી નાસી જઇ અભય સ્થાન શોધી ત્યાં સુખી થા." પ્રપંચ સાધવા માટે ચંદ્રાવતીએ કહ્યું.

લત્તાકુમારીને તેના શબ્દો અમૃતથી અધિક પ્રિય લાગ્યા. તેણે કેટલીક રકજક કર્યા પછી ચંદ્રાવતીની સલાહ મુજબ કર્યું. તેની ઉદાર અને પરોપકાર વૃત્તિ માટે તેનાં મનમાં વખાણ કરી તે ચંદ્રાવતીનો આભાર માની જંગલ તરફ નાશી ગઇ. લત્તાકુમારીને માલમ નહિ હતું કે, ચંદ્રાવતી તેને ફસાવતાં પોતે પોતાની કપટજાળમાં ફસાઇ ગઇ છે.

*  *  *  *  *

થોડીવારમાં ત્યાં રાજદૂતોએ મદાન્ધસેનની આજ્ઞાથી એક નિર્ધન જરાવસ્થાથી અસહ્ય દુઃખથી કમ્પિત થતા અપંગને રાજકુમારી લત્તા સાથે લગ્ન કરવા માટે પકડી આણ્યો. તેને રાજસેવકો મદાન્ધસેને નિર્ણય કરેલા શિવાલય તરફ લઇ ચાલ્યા. સાથે ચંદ્રાવતીને પણ લત્તાના રૂપમાં લીધી. ચંદ્રાવતીએ મોઢા સુધી લજ્યા જાળવવા માટે ઘુંઘટ તાણેલો હોવાથી કોઇ તેને ઓળખી શક્યું નહિ. મદાન્ધસેને મંડપમાંથી નીકળી ત્વરાથી વર-કન્યાના પહેલાં શિવાલયમાં જઇ પહોચ્યો. અને ત્યાંના પૂજારી ઉપર રાજ્યદ્રોહનો આરોપ

મૂકી કેદ કર્યો પોતાનો પ્રપંચ સાધવા માટે કેટલાક સાગ્રીતોને લુંટારા બનાવ્યા, અને બાકી રહેલા સાગ્રીતોને રાજવશી બનાવી સર્વેને યોગ્ય સમજણ આપી પોતે દૂર જઇ છુપાઇ રહ્યો.

થોડા સમયમાં વર–કન્યાનું યુગલ ત્યાં જાનૈયા (!) સાથે આવી પહોચ્યું. એટલે લુટારારૂપે છુપાઇ રહેલા મદાન્ધસેનના કપટી સાહાય્યકો–મીત્રોએ રાજસેવકો સામા હુમલો કરી જીર્ણ થઇ ગયેલા વરરાજા–અને સર્વ સિપાઇ આદિઓને મારી કાઢયા. મદાન્ધસેન સાથે પ્રથમ કરેલા સંકેતાનુસાર ચંદાવનીને લત્તા સમજી ઊપાડી લઇ ચાલવા લાગ્યા. ચંદાવતીએ અણધાર્યા બળાત્કારથી ગભરાઇ સહાય માટે બુમો પાડી. તેથી રાજવશીરૂપમાં છુપાઇ રહેલા મદાન્ધસેનના બાકીના મીત્રો લુંટારા સામે આવી, ખુબ કૃત્રિમ લડાઇ કરી–લુંટારાને નસાડી મુકી ચંદાવનીને તેમની પાસેથી બંધનમુક્ત કરી, તેને અજાણ્યાનો ડોળ બતાવી પુછવા લાગ્યા "સુકુમારી બાળા! તમો કોણ છો? અને આ ક્રૂર લુંટારાના પંજામાં કયાંથી સપડયાં હતાં, તે કૃપા કરી જણાવશો.

હું વિજયપુરના રાજા વિજયસેનની કુમારી લત્તા છું. આજે મારાં લગ્ન હોવાથી મારી સખીઓ સાથે ઉમા–મહેશનાં દર્શન કરવા આવી હતી. ત્યાંથી આ લૂંટારાના પંજામાં ભાગ્યની નિષ્ઠુરતાથી ફસાઇ પડી. તેમાંથી આપ દયાળુ મહા

પુરૂષોએ શ્રમ લઇ મને મુક્ત કરી છે. તેથી હું આપનો સવિનય આભાર માનું છું." ભોળી (!) ચંદાવતીએ ચાલાકીથી કહ્યું.

મદાન્ધસેનના મિત્રો:- શું ! લત્તાકુમારી આપનુંજ નામ ? હમો આપના પિતાની આમંત્રણ પત્રિકાનેમાનઆપી આપના સ્વયંવરમાં આવતા હતા. અમો સઘળા તર્કપુરના મહારાજા તર્કસેનના સેવકો છીએ. અમારા મહારાજા પોતાના તંબુમાંથી આ સામેની વૃક્ષ ઘટામાં ફરવા પધારેલા છે. આપની બૂમ સાંભળી મદદ કરવા માટે-આપને બચાવવા માટે હમોને મોકલ્યા હતા.

લત્તાકુમારી ! કૃપા કરીને કહેશો કે આપે સ્વયંવરમાં કયા રાજરત્નને વરમાળા અર્પી ભાગ્યવંત કરવા ધારેલો છે ? "

" દયાળુ મહાપુરૂષો ! મેં મારી જીંદગી કુમારીકા વ્રતમાં નિર્ગમન કરવા ધારી હતી. પરંતુ તમારા રાજાએ આજે મારા ઊપર જે અનહદ ઊપકાર કર્યો છે, જેનો સંપૂર્ણ બદલો મારાથી વળી શકે તેમ નહિ હોવાથી કિંચિત બદલા તરીકે આ દેહ તેમને અર્પણ કરી સદાની તેમની દાસી થઇ તેમના ચરણની સેવા કરીશ. " ચંદાવતી પોતાનો સ્વાર્થ સાધવા ઉપકાર કરતી હોય તેમ બોલી.

મદાન્ધસેનના મિત્રો:-"જો આપની મરજી તેમજ

હોય, તો આપ ચાલો હમારી સાથે હમારા ભવ્ય તંબુમાં ત્યાં આવી તમારી મનોવાંચ્છના પૂર્ણ કરો."

"બંધુઓ ! અમારા શહેરના રીવાજને અનુસરી મારૂં લગ્ન આ શિવાલયમાં થવું જોઇએ, માટે તમારા રાજાને અને રાજગોરને સત્વર અત્રે બોલાવી લાવો. સાથે લગ્ન વિધિનો સામાન લાવવાને ચુકતા નહિ.'

આ સાંભળીને કપટી મિત્રો રાજકુમારીને ઠગવા માટે મનમાં મલકાતા-ફુલાતા ખુશી થતા, મદાન્ધસેનને તેડી લાવ્યા. એક મિત્ર રાજગોર બન્યો, બીજો છડીદાર, ત્રીજો પ્રધાન, ચોથો સેનાધિપતિ, એમ સર્વે જુદા જુદા સ્વરૂપમાં ભારે રાજવંશી ઠાઠમાઠથી શિવાલયમાં આવ્યા. મદાન્ધસેન તથા ચંદાવતીને પરસ્પર એક બીજાને ઠગવા માટે મનમાં અનહદ આનંદ થયો. કપટી ગોર મહારાજ શુભંભવતુ-, વિગેરે માંગલીક આશીર્વાદ કહી, વર-કન્યાને, અરે! પિતા-પુત્રીનો હસ્ત મિલન કરી મનમાં હરખાવા લાગ્યો. લાડીજીએ પતિનુ મનહર મુખડું નીહાળવા, પોતાનું ચંદ્રવદન દર્શાવામાટે મુખ ઊપરનો ઘુંઘટ-પટ દૂર કર્યો. બસ! થયું!! તેજ વખતે ઉભય ઉપર એકદમ વિધુતનો અઘાત થયો હોય, તેમ તેમનાં મુખ શ્યામ થઈ ગયાં. પિતા-પુત્રી એક બીજાને ઓળખી ભાર્યા ભર્તાર તરીકે સંબંધી થવાથી પસ્તાવા લાગ્યાં ખુશામતીઆ મિત્રો વગર વિચારે કરેલા કાર્ય માટે નાસી

ગયા. મદાન્ધસેને કુમ્મરે ખોસેલી કટાર પોતાની છાતીમાં જોરથી મારી. તેથી તેનો આત્મા પોતાની કરણીનાં ફળ મેળવવા તે પવિત્ર કીરતારની પાસે ચાલ્યો ગયો. એક પળમાં તેનુ નાશવંત શરીર ભૂમિ ઊપર ઢળી પડયું. જે હૃદય થોડીવાર પહેલાં હસતું હતું; તેજ હૃદય બીજી જ પળમાં રક્તથી ભીંજાઇ ગયુ. ચંદાવતી પિતાના મૃત્યુના અપવાદ રૂપ કલંકથી બચવા માટે આત્મહત્યા કરી જગતમાંથી સદાને માટે ચાલતી થઇ.

# પ્રકરણ ૧૧

## કોટવાળનાં કાળાં કૃત્યો.

શશી વિના જ્યમ શર્વરી—દીપક વિના ધામ,
શીયળ વિન ત્યમ જાણવું—નારી રૂપ નકામ.



* * * * *

લત્તાકુમારી સ્વયંવર મંડપમાંથી ચંદ્રાવતીની સહાયથી કાંઇપણ વીચાર કર્યા વીના વિજાપુરના પૂર્વ દ્વારેથી શહેર બહાર નીકળી ગઇ. તેણે વસ્ત્રો બદલેલાં હોવાથી કોઇ તેને ઓળખી શક્યું નહિ. પરંતુ તે મનમાં ઘણાં ભયભીત હોવાથી ત્વરાથી માર્ગ કાપતાં ત્રણ–ચાર કલાકમાં બાર ગાઉ ચાલી ગઇ, તેનું તેને જરાપણ ધ્યાન રહ્યું નહિ. હજુ તે આગળ ચાલવાનો વીચાર કરતી હતી, પરંતુ તે રસ્તાની અજાણી હોવાથી એક અઘોર અરણ્યમાં જઇ પડી. ધીમે ધીમે રસ્તો મુદ્દલ બંધ થયો; અને શૂરવીરોનું પણ હૃદય કંપાવે તેવી વીકટ વાટ આવી. પરંતુ તેની સંભાળ લેનાર ઇશ્વર વિના

કોઇ હતું નહિ. તેણે રસ્તામાં ઘણો શ્રમ સહ્યો હોવાથી વિશ્રાંતિ લેવા માટે નિર્ભય સ્થાન શોધવા લાગી. તે થોડે દૂર ચાલી, તેટલામાં દૂરથી ધીમો ધીમો પ્રકાશ તેણે પોતાના તરફ આવતો જોયો. લત્તાકુમારી તે પ્રકાશ ભયનું ચિન્હ સમજી સમય વર્તિ એક વૃક્ષની પાછળ ત્વરાથી છૂપાઇ ગઇ.

આ વીશાળ જંગલ અલકાપુરીના રાજા જયમલના તંત્ર નીચે હતું. અલકાપુરીથી આ જંગલ સાત કોષ દૂર હતું. જયમલ રાજા જુલમી હોવાથી, તેના રાજ્યમાં ચોર, ઠગારા, લુંટારા, અને એવા બીજા બદમાસોનો ઊપદ્રવ વધી પડયો હતો. ત્રણ દીવસ પહેલાં રાજ્યભુવનમાંથી કેટલાક તસ્કરો જવાહીરોના આભરણો, અને પુષ્કળ રોકડ-માલમતા લેઇ ગયા હતા. આ ચોરોના સમૂહમાંનો એક; પ્રથમ રાજા પાસે નોકરીમાં રહ્યો હતો. રાજાએ તે ચોર નોકર અને કોટવાળને ખાતર સોધી લાવવાનું કામ સોંપ્યું. ચોર નોકર પોતાના સોબતીઓ પકડાઇ ન જાય, માટે તેના સોબતીઓ જે દિશાએ માલ લઇ ગયા હતા, તેથી અવળી બાજુએ કોટવાળ સાહેબને તેડી જતો હતો, આજે પ્રાતઃકાળે તેણે રાજા પાસે જઇને કહ્યુ હતું કે ચોરો અલકાપુરીના જંગલમાં જઇ છુપાઇ રહ્યા છે, તેવું મને માલુમ પડયું છે. આથી તુરત રાજાએ કોટવાળની સરદારી નીચે કેટલાક સીપાઇઓ તેની સાથે

મોકલ્યા હતા. તે સીપાઇઓ રાત સુધી જંગલમાં રખડયા, પરંતુ ચોરોનો પત્તો તેઓ મેળવી શકયા નહિ; મેળવે પણ કયાંથી? ત્યાં ચોરો હતાજ નહી. એટલે નીરાશ થઇ તેઓ પાછા જતા હતા. એક સિપાઇ મસાલ લઇ આગળ ચાલતો હતો. તેની પાછળ કોટવાળ અને બીજા સિપાઇઓ હતા. તે પ્રકાશ જોઇ લત્તાકુમારી વૃક્ષની પાછળ છુપાઇ ગઇ. ધીરે ધીરે તે સ્વારી તે વૃક્ષ આગળ આવી પહોંચી. સૌન્દર્યમતી લત્તાને નીહાળી સર્વે સ્તબ્ધ થયા કોટવાળનું હૃદય ચીરી અંદર લત્તાની મોહમયી મૂર્તિ જઇ બેઠી. તેથી કોટવાળ સાહેબે જબરાઇથી લત્તાકુમારીને પોતાના નોકરો પાસે ઉપડાવી લીધી. હિનભાગ્ય બિચારી લત્તા ! કર્મને દોષ દેતી બળાત્કારથી તેઓની સાથે ચાલી.

જયમલે પોતાનું ખાતર પાંચ દિવસમાં શોધી લાવવાને માટે કોટવાળને સખ્ત હુકમ કર્યો હતો. તેમાં હવે એકજ દિવસ બાકી રહેલો હોવાથી કોટવાળ મનમાં ઘણું મુંઝાતો હતો. જયમલ કોને કઇ વખતે કેવી શીક્ષા કરશે, તે કોઇ જાણતું નહી. તેના રાજ્યમાં તેનો વીચાર તેજ તેનો કાયદો હતો. તેથી કોટવાળ સાહેબ ગભરાતા હતા. પરંતુ લત્તાકુમારી હાથ લાગવાથી તેનો ગભરાટ શાન્ત થયો. તે સારી રીતે જાણતો હતો કે – રાજાને અનુપમ સૌન્દર્યમતી સુંદરી ભેટ કરવાથી ગમે તેવા મોટા ગુન્હાની ક્ષમા કરી,

ભારે પારિતોષક આપતો હતો. તેથી કોટવાળ સાહેબ અલકાપુરીમાં પોતાને ઘેર ન જતાં બારોબાર જયમલને જઇ મળ્યો. લત્તાકુમારી તેને ભેટ કરતાં હાથ જોડી બોલ્યો:- "નામદાર! દયાળુ માહરાજા! આપનું ખાતર શોધતાં આ અનુપમ સજીવ હીરો હાથ લાગ્યો છે, માટે કૃપા કરી તેનો સ્વીકાર કરી આ દીન સેવકને આભારી કરશોજી."

લત્તાકુમારીની સૌન્દર્ય-જ્વાળામાં જયમલનાં ચક્ષુ દગ્ધ થઇ હતાં. લત્તાની ભવ્ય કાન્તિથી પાપીનુ અંતઃકરણ ઉન્મત્ત થયાં ગયું. તેથી કોટવાળ ઉપર પ્રસન્ન થઇ તેને એક હીરાની મુદ્રા, અને મોતીની માળા ઉપહારમાં આપી. લત્તાકુમારીને તરત પોતાના શયન ભુવનમાં મોકલાવી દીધી. અને દાસીઓને બોલાવી તેને અનુપમ નવીન વસ્ત્રો ધારણ કરવાનો હુકમ ફરમાવ્યો. દાસીઓ ઘણાંજ કીમતી વસ્ત્રો લેઇ લત્તાકુમારીની પાસે જઇ વિનયથી કહેવા લાગી:- "બાઈ સાહેબ! મહારાજા આજરાત્રે આપની મુલાકાત લેવાની ઇચ્છા ધરાવતા હોવાથી આ મૂલ્યવાન વસ્ત્રો આપને પરીધાન કરવા માટે મોકલ્યાં છે; તેનો સ્વીકાર કરો."

લત્તાકુમારી આ સાંભળી ઘણી ગાભરી બની. તેને હવે પોતાના શીયળ ભંગનો સમય નજીક જણાવા લાગ્યો. પણ તે ચતુર બાળા હીંમત ન હારતાં ધૈર્યથી હસતે વદને

બોલી :- "પ્રિય બહેનો! રાજાજીની મારા ઉપર મહદ્ કૃપા હોવાથી હું તેમનો ઘણો આભાર માનું છું. પરંતુ મને અત્યારે રજસ્વળા પ્રાપ્ત થવાથી હું આપણા શાસ્ત્ર મુજબ ત્રણ દિવસ સુધી કોઈ પુરૂષને મારૂં મુખ બતાવી શકું તેમ નથી. માટે આ કીમતિ વસ્ત્રો અહીંઆં રહેવા દઇ રાજાજીને જઇને મારી વિનંતિ કહો કે; આપ અત્યારે પધારવાની તસ્દી ન લેતાં આજથી ચોથે દીવસે આ અંતઃપુરમાં ખુશીથી પધારજો. હું આપની હોવાથી તમારા દરેક હુકમને આધીન છું. બહેનો ! મારી આટલી નમ્ર પ્રાર્થના રાજાજીને જરૂર સમજાવજો." દાસીઓ આ સાંભળી બહુ સારૂં કહી બહાર ચાલી ગઇ. એટલે લત્તાકુમારીએ તે ભુવનનાં દ્વાર વાસી ધીમું રૂદન કરવા લાગી.

( ગઝલ )

"છુરી જહેરી ગળે દઇને, રીબાવી શું હસે કીસ્મત,
વગર આગે જલાવી તેં, રડાવી શું હસે કીસ્મત.
ભરેલું જામ અમૃતનુ, બતાવી તેં ખુંચી લીધું,
ભળેલું વિષનું પ્યાલું, મુને કાં તું દીએ કીસ્મત.
જણાવું વૈદ વીના હું, જીગરના ઘાવ કોને આ,
ચડાવી ચક્રે તારા, પછાડી તેં મુને કીસ્મત.
તું લોભાએ ના રૂસ્વતથી, મનાએ ના વિનંતિથી,
કરૂં ફરીયાદ હઝુર કોની, ફરેબી ચાલ તારી છે."

હે પ્રભુ ! તું દયાનો સાગર છે. તારી દયાનું એક

બિન્દુ આ દાસીને આપી તેનું શીયળ બચાવ, એટલી મારી અભ્યર્થના છે. સતીના શુદ્ધ હૃદયની પ્રાર્થના ઇશ્વરે માન્ય કરી હોય; તેમ તેને અચાનક એક યુક્તિ સુઝી. પણ તેમાં પ્રાણ હાનીનો ભય જણાયો. તે યુક્તિથી મહેલની પછવાડે આવેલી બારી વાટે નાસી જવાય તેમ હતું. પરંતુ પોતે મહેલને ત્રીજે માળ હતી; એટલુંજ નહિ, પણ તે બારી નીચે રાજ્યની સલામતી માટે ખોદાવેલી ઉંડી ખાહી હતી. એટલે ત્યાંથી નાસવું તે સ્વર્ગપુરીમાં જવા જેવું હતું. તે સિવાય અન્ય રસ્તો ન હોવાથી શીરના કરતાં શીયળને અધિક ચાહનારી લત્તાકુમારીએ બારીએથી ભુસ્કો મારી નાસવાનો વીચાર કર્યો. પરતુ જીવવાની આશા તેનાથી મુકાઇ નહિ. પ્રાણ અને શીયળ બન્ને બચે તેવી ગોઠવણ કરવા લાગી. તેણે પાંચ-સાત ગોદડાં અંતઃપુરમાંથી એકઠાં કર્યાં, અને એક બીજા ઉપર પાથરી પોતે વચ્ચે સુઇ જઇ ગોદડાનો તળેનો છેડો ઝાલી, ધીરે ધીરે આળોટવા લાગી. એટલે ગોદડાં તેને અંગે વીંટલાઇ-લપટાઇ ગયાં. પછી તે સાચવીને ઊઠી ઉભી થઇ બારી પાસે આવી, પોતાના મનમાં પોતાને બચાવવા માટે ઇશ્વર સ્તવન કરી, અડગ હીંમત રાખી શીયળ રક્ષણાર્થે બારીમાંથી બહાર ખાહીમાં કુદી પડી. અને સદાને માટે જયમલને નીરાશ કરી ગઇ.

ધન્ય છે! તેવી ભારત ભૂષણ ભામીનીને.

# પ્રકરણ ૧૨

## ખુનીખંજર

*　*　*　*　*

કીરતાર કરણી ફળ દીએ પણ, દોષ કીસ્મત શીર છે;
સત્ માર્ગે જન ચાલતાં તગ્દીર શું ! કરનાર છે ?
કીસ્મત્ તણા ખંજર થકી જન જગતમાં રીબાય છે;
સહી કષ્ટો શીરે સત્ ધરે, ગુલામ કીસ્મત્ થાય છે.

*　*　*　*　*



લત્તાકુમારી બારીમાંથી કુદી પાછળ આવેલી ઊંડી ખાહીમાં પડી. તેણે પોતાના શરીર ઉપર પુષ્કળ ગોદડાં વીંટેલાં હોવાથી તેને વધુ ઇજા થઇ નહિ. પરંતુ મસ્તકમાં સહેજ ઘા લાગવાથી તેમાંથી થોડું થોડું રૂધીર વહેવા લાગતાં તે અચેતન થઇ ગઇ.

આ સ્થળ નિર્જન અને એટલું ભયંકર હતું કે; સૃષ્ટિ કર્તાએ એને ત્યજી દીધું હોયતેમ લાગતું હતું. ફક્ત

અલકાપુરીના ચોર-લુંટારા પોતાનો માલ છુપાવા માટે ક્વચિત્ ક્વચિત્ આવતા હતા. લત્તાકુમારી પડયા પછી થોડીવારમાં ત્યાં કેટલાક લુંટારાઓ પોતાનો માલ સંતાડવા માટે આવ્યા. તેઓની દૃષ્ટિ તુરત ગોદડાંના વીંટા ઉપર પડી. તેઓને વગર પ્રયાસે મોટો શીકાર હાથ આવવાથી તેમનો આનંદ હૃદયમાં સમાતો પણ નહતો. તેઓ પોતાની સાથે આણેલો માલ ઝટપટ સંતાડી દઇ, સર્વે લુંટારા ગોદડાંના વીંટા સમીપ આવ્યા. તે વીંટો વજનમાં ભારે લાગવાથી ચાર જણાએ થઇ તે વીંટો ઉચકી લઇ પોતાની પર્ણકુટી પ્રતિ પ્રયાણ કર્યું. તેમની ઝુંપડી ત્યાંથી નજીક હતી. તેઓ સર્વે પોતાના સરદાર પાસે તે ગોદડાંનો વીંટો લઇ ગયા. અને હસ્ત જોડી તેના આદેશની રાહ જોવા લાગ્યા. સરદારની આજ્ઞા થતાં તે વીંટને ઊકેલી નાખવામાં આવ્યો. ગોદડાં ઉકેલતાં લત્તાકુમારી અચેતન સ્થિતીમાં હોવાથી તેને મૃત્યુ પામેલી ધારી સર્વે નિરાશ થયા. પ્રથમ તેને તેઓએ વ્યંતરી, અથવા ડાકણ ધારી ભયભીત થઇ નાસ ભાગ કરવા લાગ્યા. તેટલામાં તે લુંટારાઓની વૃદ્ધ માતા આવી સર્વેને સંબોધવા લાગી, "મારા વ્હાલા દીકરાઓ! તમો ડરશો નહિ. મને આજરાત્રે એક શુભ સ્વપ્નું આવ્યું હતું. તેમાં જાણે વનદેવી આપણે ઘેર પધારી, આપણને ખૂબ ધન-માલ આપી ગઇ મારા સ્વપ્નામાં પધારેલાં વનદેવીની મૂર્ત્તિ બરાબર આના જેવી

જાણુતી હતી. માટે મારા દીકરાઓ ! તમે નીડર થઇ, તેની પાસે જઇ તેની સેવા કરો." તુરત સર્વે લુંટારા શાન્ત થઇ લત્તાકુમારીની પાસે જઇ, તેને વાગેલો ઘા સાફ કરવા લાગ્યા. એક લુંટારાએ કોઇ જાતનાં પત્રો લાવી તેના ઘા ઊપર પાટો બાંધ્યો. થોડીવારમાં લત્તાકુમારીને ચેતન પ્રાપ્ત થયું. તે ઊઠી બેઠી થઇ, ચરે બાજુ આકુલ–વ્યાકુલ બની જોવા લાગી. સર્વે લુંટારાઓ તેને દેવી સમજી તેના ચરણમાં નમન કરવા લાગ્યા. તેથી લત્તાકુમારીને ધૈર્ય આવતાં તે કહેવા લાગી, " ભાઇઓ ! તમે કોણ છો ?" આ સ્થળનું શું નામ છે ? અને મને અત્રે કેમ આણી છે ?

લુંટારાની માતા :- "વનદેવી ! આ સર્વે તમારી કૃપાથી મારા બાળકો છે. આ ઝુંપડી તમારા દીન સેવકોની છે. અમે સર્વે તમારી સેવા કરવા માટે તમને અલકાપુરીની ખીણમાંથી આણ્યાં છે. અમો લુંટફાટ કરી અમારો નિર્વાહ ચલાવીએ છીએ. તમારી જે આજ્ઞા હોય; તે અમને કહી સભળાવો.'

લત્તાકુમારી તેના લુંટફાટના શબ્દો સાંભળી ગભરાઇ; અને ભુલથી પોતાનો ભ્રમ ખોલી દઇ બોલી, "બાઇ ! હુ વનદેવી નથી, પરન્તુ દુઃખથી રીબાતી એક નિરાધાર અબળા છું. તમોએ મારા ઉપર કૃપા કરી આજે મને જીવીત દાન આપ્યું છે, તેવી કૃપા કરી મને આ નિર્જન વનમાંથી બહાર

મુકી આવો. એટલે હું હંમેશાં તમારો આભાર માનીશ. ”

લુંટારાનો સરદાર જેનું નામ હમીરસીંહ હતું, તે લત્તાકુમારીને સમજાવતાં કહેવા લાગ્યો, “ રસીલી રંભા મારી સ્ત્રી થોડા દીવસ ઉપર મૃત્યુ પામી છે. તેનું સ્થાન શોભાવાને માટે ઇશ્વરે તારા ઉપર કૃપા કરી તને અત્રે મોકલી છે. તેથી તું મનમાં કોઇ પણ જાતનો સંકોચ ન રાખતાં ખુશી થઇ મારી પાસે આવ. ”

“ ભાઇ ! મારાં લગ્ન થઇ ચુકેલાં છે. આપ મારા સહોદર સમા છો ભાઇથી બહેનને માટે અઘટીત વીચારો થાય નહિ, માટે કૃપા કરી મને જંગલમાંથી બહાર મુકી આવો. ” લત્તાએ નમૃતાથી કહ્યું.

હમીરઃ–“ અરે કંગાળ સ્ત્રી ! તું હાથે કરી દુઃખ માગતી હોય તેમ જણાય છે. મારી સેવા કરવાને ઇંદ્રની ઉર્વશી ઇંતેજાર છે. હજારો–બલ્કે લાખો સ્ત્રીઓ મારો પ્રેમ સંપાદન કરવા મનમાં ઉત્કંઠા ધરાવે છે. પરંતુ તેમાંથી કોઇ તારા જેવી ભાગ્યશાળી નહિ હોવાથી, અદ્યાપિ મેં એકે પસંદ કરી નથી. ત્યારે મને તું ફોસલાવીને મારો અનાદર કરવા ઇચ્છે છે કેમ ? આશ્ચર્ય ! આશ્ચર્ય ! ! ”

અરેબીઅન નાઇટ્સના જેવા, હમીરસીંહે ફેંકેલા ગપગોળાથી લત્તાકુમારી મનમાં તેની મૂર્ખતાને હસવા લાગી.

લત્તાકુમારી–“ બહાદુર સરદાર ! મને તું સુખી કરવા

ઇચ્છતો હોય; તો મારૂં સુખ જે આ જંગલની બહાર ઉભેલું છે; ત્યાં મને મુકી આવ. મારૂં સુખ તારી ભયંકર કૃતિ જોઇ નાસી ગયું છે. તે કદી આ જંગલમાં આવી શકે નહિ. માટે મને કૃપા કરીને જંગલ બહાર જવાનો માર્ગ બતાવ."

એમ કહી નિરાધાર દીન લત્તા, જેને હજારો દાસ દાસીઓ હાથ જોડી મસ્તક નમાવી ઉભાં રહેતાં હતાં; તે આજે એક નીચ લુંટારાને હાથ જોડીને ઉભી રહી.

લત્તાકુમારીનાં વચન સાંભળી હમીરે ક્રોધાંધ થઇ, તેને એક અંધારી ઝુંપડીમાં કેદ કરી. અને તેને પોતાની સાથે લગ્ન કરવાનું સમજાવવા માટે એક વૃદ્ધાને ત્યાં રાખી, સર્વે લુંટારા બીજો શીકાર શોધવા ગયા.

લત્તાકુમારી હવે પોતાની લાજ કેવી રીતે બચાવવી તેનો અનેક રીતે વિચાર કરવા લાગી. જયમલના રાજ્યમ્હેલની પેઠે તે ઝુંપડીમાં એક પણ બારી નહોતી, તેથી તે વધારે નીરાશ બની. ઝુંપડીને ફક્ત એક દ્વાર હતું, કે જેને બહારથી મજબુત રીતે બંધ કર્યું હતું. લત્તાએ શીયળ બચાવવા અનેક પ્રયત્નો કર્યા, પરંતુ ૯ સર્વ નિષ્ફળ ગયા. ઘણા તર્ક કરતાં અંતે તેને બુદ્ધિ દેવી સહાય થઇ. તેને નવીન યુક્તિ સુઝી આવી, તેથી તે નિશ્ચિત થઇ સ્વસ્થ થઇ.

લુંટારાનો સરદાર બીજે દીવસે લત્તાની મુલાકાત લેવા

ઝુંપડીમાં ગયો. તુરત લત્તાએ ઉઠી તેને માન આપ્યું હમીર તેથી મનમાં રાજી થયો. લત્તા નમ્રતાથી બોલી, "હમીરજી! તમોએ મને જીવતદાન આપી મૃત્યુના મુખમાંથી બચાવી, મારા ઊપર અત્યંત પ્રેમ દર્શાવો છો, તેથી હું ઈશ્વરનો અને આપનો મહદ્ ઉપકાર માનું છું.'

"રમણી! હું ધારૂં છું કે, તમોને મારો અનાદર કરવાથી હવે પશ્ચાતાપ થતો હશે! પરંતુ તમોએ વેળાસર તમારી ભુલને સુધારેલી જોઈને હુ તમોને ધન્યવાદ આપું છું. વ્હાલી! તમે છેવટનો કયો વિચાર નક્કી કર્યો છે? મૃત્યુ કે મોજ?" હમીરસિંહે પ્રશ્ન કર્યો.

લત્તાકુમારીઃ–"બહાદુર સરદાર! ભાગ્યબળે પ્રાપ્ત થએલો સુયોગ–જવા દેવો તે મૂર્ખનુ કામ છે. મારો વિચાર જેમ બને તેમ જલ્દીથી આપણાં લગ્ન કરવાનો છે. માટે લગ્નની સામગ્રી તુરત મંગાવો."

હમીરઃ–"મનોરમા! લગ્ન માટે કેવી સામગ્રી જોઇએ; તેની યાદી કરાવો. એટલે આપનો સેવક મંગાવવાને માટે વીલંબ કરશે નહિ."

લત્તાકુમારીઃ–"લગ્નમાં હાજર થનારા દરેક પરોણા માટે ઉમદા દારૂના બબે શીશા, ફૂલના હાર–ગોટા, ભેટ આપવા માટે રાજવંશી તરવારો, પાંચ–સાત ટોપલા મીઠાઈ,

સવામણ સોપારી, અને સવાસો શ્રીફળ જોઇશું. બસ ! તેટલુંજ. વધારેની કાંઇ અગત્ય નથી. ”

હમીરે તે સર્વ યાદી ઊતારી લઇ પોતાના જુદા જુદા નોકરોને તે સર્વ વસ્તુ તાકીદથી લાવવા હુકમ કર્યો. લગ્ન દીવસ નક્કી કરી સુંદર આમંત્રણ પત્રિકાઓ લખી પરોણાઓને બેસવા માટે સુશોભીત ખુરશી–ટેબલો મંગાવી અનુપમ બેઠક બનાવી. સર્વ સામાન આવી પહોંચ્યો. એટલે તેને લગ્નના મંડપમાં મુકાવ્યો. પોતાના ધંધામાં કુશળ; એવા સર્વ પરોણાઓ લગ્નના દીવસ આગમચ આવી પહોંચ્યા. લગ્નનો શુભ સમય થતાં સર્વ પરોણાઓ મંડપમાં પધાર્યા. હમીરજી ભારે ઠાઠમાઠથી સર્વની વચ્ચે આવી બીરાજમાન થતાં, લત્તાકુમારી પણ ઘણાંજ ઉત્તમ વસ્ત્રો ધારણ કરી લગ્ન મંડપમાં આવતાં સર્વે પરોણાઓએ હર્ષ ધ્વનિથી તેને વધાવી લીધી. લત્તાકુમારીએ હવે પોતાનો પ્રયોગ આરંભ કર્યો. સર્વ પરોણાઓને હમીરની સલામતીને બહાને એકેક દારૂનો શીશો પાઇ દીધો. થોડી થોડી મીઠાઇ આપીને સર્વને હાર–ગોટા આપ્યા. પછી હમીરે લત્તાની સલામતી ઇચ્છતાં સર્વને દારૂનો એકેક શીશો પાઇ દીધો. મદીરા દેવીના મૂર્ખ ઉપાસકોએ અજ્ઞાનતાથી બે બાટલાને પોતાના ઉદરમાં સ્થાન આપ્યું. લત્તાકુમારીનુ ઇપ્સિત કાર્ય સિદ્ધ થયું હમીરના પરોણા દારૂથી ઉન્મત્ત બની લથડીઆં ખાતા,એક બીજા ઉપર

પડવા લાગ્યા. તેથી ગાળાગાળી કરતાં મારામારીની શરૂઆત થઇ. લત્તાએ તેમના ભવિષ્યનો વિચાર કરી પ્રથમથી તરવારો મંગાવી હતી. તે તરવારો લત્તાકુમારી તરફથી ભેટ મળતાં સર્વ પરોણાઓ વધારે શૂર ઉપર ચઢયા. સર્વ દારૂના ઘેનમાં બેભાન બનેલા હોવાથી કુરૂક્ષેત્રની ભયંકર સ્થાપના થઇ. તેમાં ઘણા કપાઇ મુવા. હમીરજી લત્તાકુમારીનું ચાતુર્ય સમજી ગયો, પરંતુ દારૂના બે શીશા ઉદરમાં પધરાવેલા હોવાથી તદ્દન નિરૂપાય થયો. તેથી તે પોતાના પરોણાના મૃત્યુનું વેર લઇ શકયો નહિ. લત્તા હવે પોતાના વેરની વસુલાત કરવા તત્પર થઇ. પોતાની કેડે છુપાવેલું સોનેરી ખંજર તેણે બહાર કાઢયું. હમીરજી પોતાનો બચાવ કરવા તૈયાર થાય; ત્યાર પહેલાં તે ખુનીખંજર હમીરના હૃદયમાંમુઠા સુધી પેસી ગયું. બસ ! થયું. તેજ ક્ષણે તે પાપાત્મા આ ફાની જહાનમાંથી કુચ કરી ગયો. એટલે લત્તાકુમારી સપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ. દયારામ કવિ કહે છે કે; “ આશા ડુંગર જેવડી. મરણ પગલાંને હેઠ ” તે સર્વાંશે સત્ય છે.

---

# પ્રકરણ ૧૩

## તકદીરની તાસીર



*　　*　　*　　*　　*

વિપત્તિ રૂપી કાંટા, બાવળના ઝાડથી પણ મોટા છે. અને તે દુનિઆમાં દરેક સ્થળે ફેલાઇ રહેલા છે. વિપત્તિનાં વૃક્ષો, દુનિઆના વ્યવહારૂ માર્ગમાં જ્યારે સામાં આવે છે; ત્યારે મુર્ખ મનુષ્યો તેને જોતાંજ રૂદન કરે છે. પરંતુ અક્કલવંત મનુષ્યો, તેથી ન ગભરાતાં ધૈર્યથી તેના ઊપર થઇ સહજમાં પસાર થાય છે.

*　　*　　*　　*　　*

લત્તાકુમારી ક્રુર લુંટારાના પંજામાંથી મુકત થતાં તે જંગલમાંથી રસ્તામાં પડેલા ચીલાની મદદથી જલ્દીથી બહાર નીકળી ઘણે દુર આવેલા એક રમણીય સરોવરની ત્રટ ઊપર થોડીવારમાં જઇ પહોંચી. લત્તાકુમારી આથી નિર્ભય થઇ ત્યાં મુસાફરોને વિશ્રાંતિ લેવા માટે બાંધેલા વિશામા ઉપર જઇ બેઠી. લત્તાકુમારીને સ્વયંવર મંડપમાંથી નાસી છુટયા બાદ

નિરાંતે કોઇ દીવસ નિંદ્રા આવી નહોતી. આજે તે પોતાને નિર્ભય માનવા લાગી, તેથી તે થોડીવારમાં નિંદ્રાધીન થઇ ગઇ.

જેઓનું ભાગ્ય **પ્રતિકુળ** હોય છે, તેઓનાં દરેક કાર્યમાં વિઘ્ન હમેશાં ડોળા ઘુરકાવી રહે છે. નિંદ્રા દેવીના હુમલાથી હાર પામેલી લત્તા જ્યાં વિશ્રાંતિ લેતી હતી. ત્યાં અચાનક બે સૈનિક પુરૂષો પોતાના અશ્વોને જળ પાવા માટે આવી પહોંચ્યા. તેઓ નિંદ્રાધીન લત્તાને નીહાળી, ત્યાથી દુર ઉભા રહી વાતો કરવા લાગ્યા.

“ સુભાન અલ્લાહ ! કયગી ઉમદા તસ્વીર હય. વો નાજની તુમને કિસકે કીસ્મતમે લીખી હુઇ પેદા કી હય.” જમાલે જણાવ્યું.

“ અબે જમાલ ! વો તુમ કયા બકતા હય ? વો ચાંદ જયસી ઓરત, મેરા તગદીરસે પેદા હુઇ હય; કયું–મેરા બાવા જો નજુમીકા પેસા કરતાથા, ઉન કે બહુત દફે મુજે સુનાયા હય.” હુસેને કહ્યું.

“ અબે હુસન ! તુમ અભી તક બહુત બકતા હય. તુમેરા બાવા નજુમી થા, કયા ઊનકે વો લડકી પેદા કી હય ? જો ઉનસે વો લડકી પેદા હુઈ હય; તો તુમેરી ભેન હય. ઉનકે પર ઇસલીએ તુમારા કુચ હક નાહ હય.’

“ મુંહ સમાલકે બોલના. ભેન તો તુમેરી હય, ઓર બીબી હમેરી હય.”

આ સાંભળી જમાલને ઝાંઝ ચડી, તે તુરત સમસેર

કુહાડી હુસેનને મારવા દોડયો. હુસેન કાંઇ તેનાથી હારે તેમ નહતો. તેણે પણ સમસેર ખુલ્લી કરી. બન્ને વચ્ચે કુરૂક્ષેત્રની સ્થાપના થઇ. ઊભય યોધ્ધાઓ સમરાંગણમાં સરખા નિપુણ હોવાથી લડાઇનો અંત આવે તેમ નહતો. પરંતુ તેઓની ભાગ્યદેવીએ આવી લડાઇમાં થતી તરવારોના ખડખડાટથી લત્તાને જગાડી. લત્તા ઝબકીને જાગી; તો તેને મુર્ખ પુરૂષોને યુધ્ધમાં શોણિતથી તામ્ર વર્ણા થએલા દેખ્યા. તે તુરત સમજી ગઇ કે, આ લડાઇ તેને માટે હતી. લત્તા આવી વખતે ધૈર્ય હારે તેમ નહોતી. તે સ્ત્રી ચરીત્રને સજ્જ કરી ઊભી થઇ. બન્ને વીર નાયકો લડતા હતા ત્યાં આવી બોલી.

"વીર પુરૂષો ! તમો અરસપરસ લડાઇ કરી કમોતે શા માટે મરવા ચાહો છો ? મારૂ મન તમોને જોતાં ઘણું મોહિત થઇ ગયું છે; માટે હું કહુ તેમ કરો."

તુરત જમાલ અને હુસન લડતા બંધ રહી, લત્તા-કુમારીની પાસે આવી કહેવા લાગ્યા:-" અય જીન્નતકી હુર, આલમે નુર, તુમેરા જો ફરમાન હય, વો હમ શિરોતાજ કરેંગે."

લત્તાકુમારી:-" શૂરવીર યોધ્ધાઓ ! મને તમારા ભાથામાંથી બે બાણ, અને એક ધનુષ્ય આપો. હું એકજ શરથી બે બાણ સાંધી તેને છોડીશ. તમારા બેમાંથી જે પોતાનું બાણ પહેલું લાવશે, તે મારો હક્કદાર ગણાશે. એટલે બીજાએ પોતાનો હક્ક ગણવો નહિ."

લત્તાએ પ્રપંચથી તેમને દુર કરવા સારૂં કહ્યું. અને

તે સરત હુસન તથા જમાલ બન્નેએ કબુલ કરી. લત્તાને તેની માગણી મુજબ બે બાણ અને એક ધનુષ્ય આપ્યું. લત્તા ઘણીજ સારી રીતે બાણ ચઢાવી શકતી હતી. તેણે એક ધનુષ્ય ઊપર બે બાણ સાંધી, પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરી તે બાણ ઘણા જોરથી દુર ફેંક્યાં. જમાલ અને હુસેન પાછળ શું થાય છે, તે જોવા ન રહેતાં પોતાના બાણ લેવા ઘણા વેગથી દોડવા લાગ્યા. એટલે લત્તાકુમારી એક અશ્વ ઉપર સ્વાર થઇ-બીજા અશ્વની લગામ પોતાના હાથમાં રાખી ઘોડાઓને પવન વેગે દોડાવી, જે રસ્તો હાથ લાગ્યો તે રસ્તે નાસી ગઇ.

દીવસ વીતવાને એકાદ પહોર અવશેષ રહ્યો હશે; તે વખતે તે એક ગામડાની નજીક જઇ પહોંચી. હવે આગળ ચાલવાથી કદાચિત્ રાત પડે, અને મીયાં ભાઈ તેમના ઘોડાને પગલે પગલે પાછળ આવે, તો પોતે ફસાઈ જાય, તે ભયથી તેણે તે ગામડામાં વિશ્રાંતિ લેવા નિશ્ચય કરી ગામમાં જઈ બ્રાહ્મણનું મકાન શોધી કહાડીને તેણે તે બ્રાહ્મણને ત્યાં મુકામ કર્યો. ભુદેવ મહારાજનો ડોળ જોઇ અજાણ્યો માણસ તેમને ઘણા વિવેકી અને ભલા કહે તેમ હતુ. તેથી લત્તાકુમારી ભોળવાઈ-ઠગાઇ તેને ત્યાં; વીષ વૃક્ષને કલ્પતરૂ સમજી તેની મીઠી-ઝહેરી છાયામાં રહી હતી.

આ ગામનું નામ ઠગપુરપાટણ હતું. રાજાનું નામ ઠગસેન હતું. અને સમગ્ર રૈયત ઠગની બની હતી. રૈયતનો

કોઇ સર્જન (!) અન્યને ઠગી લાવે, તેમાંથી રાજાને કર તરીકે ચતુર્થાંસ મળતો હતો. તેના બદલામાં કોઇને પોતાનો નામચીન ધંધો (!) વધારવાને રાજ્યની મદદ જોઇતી હોય તો; રાજાને અરજ કરવાથી મદદ મળતી હતી.

ઠગદાસ મહારાજે લત્તાને બેસવાને માટે આસન આપી, પોતાનાં બાળકો પાસે પાણીનો લોટો મંગાવી આપ્યો. થોડી વારમાં સુંદર બત્રીસી રસોઇ કરી લત્તાને જમાડી. મોડી રાત થતાં તેને નિંદ્રા લેવા માટે પલંગ પાથરી તેમાં સુવાડી. તે દિવસના શ્રમથી તત્કાળ નિંદ્રાધીન થઇ. એટલે ઠગદાસે તેના અશ્વભણી નજર દોડાવી. તે અશ્વોને પ્રથમ પોતાના ઘર નીચેના ભોંયરામાં સંતાડી આવ્યો. પછી લત્તાનાં વસ્ત્રો–દાગીના મેળવવાની લાલચે તપાસી જોયાં. પરંતુ લત્તા પાસે દાગીના ન હોવાથી તે નીરાશ થયો. ઠગદાસને લત્તાની સેવા–ચાકરી બદલ અશ્વની કીંમત નજીવી લાગવાથી, લત્તાના સૌન્દર્યનો લાભ મેળવવાની આકાંક્ષા થઇ. તેથી લત્તા જ્યારે ભર નિંદ્રામાં હતી, ત્યારે ચુપકીથી લત્તાના હાથ પગ બાંધી દીધા. તેના મોંમાં લુગડાના ડુચા ઘાલી, તેને પોતાના ત્રણ દોસ્તોની મદદથી ખાટલામાં નાખી પાસેના અંધેરી પુરીમાં કોઇ ગુણિકાને ત્યાં દ્રવ્યોપાર્જન કરવા સારૂ–લત્તાનો વિક્રય કરવા લઈ ચાલ્યા.

એક શાયર કહે છે કે:

" તગદીરશે બીગડીહુઇ—તદબીરસે નહિ સુધરે.
શીરપે ગીરાજો પહાડતો-ફરીયાદ કયા કરે."

# પ્રકરણ ૧૪

## દુઃખના દરીયામાં

*　　*　　*　　*　　*



પરપુરૂષ ગામિની–કુલટા કામીનીનું સૌન્દર્ય, અગ્નિની જ્વાળા સમાન–દેખાવમાં સોનેરી હોવા છતાં, સ્પર્શ કરતાં દગ્ધ કરનારૂં હોય છે. પાવક, પોતીકા–પારકાનો વીચાર કીધા વિના, સહજ ક્રોધે ભરાતાં સર્વ ભસ્મીભૂત કરે છે. તેમ વંઠેલી વંત્રીઓ પરપુરૂષના પ્રેમની ખાતર પોતાના પતિનો નાશ કરે છે.

*　　*　　*　　*　　*

ઠગદાસ મહારાજ મજબુત રીતે લત્તાના હાથ પગ બાંધી અંધેરપુરીમાં ગણિકાને ત્યાં આવ્યા. આ ગણિકાની પૂર્વ જીંદગી આપણે જાણવાની જરૂર હોવાથી તેનું ટુંક રૂપે અતરે કરેલું વર્ણન અયોગ્ય ગણાશે નહિ.

આ ગણિકા બાલ્યાવસ્થામાં એક કંગાલ વણકરની પુત્રી હતી. તેનું નામ મધુરી હતું. તેનાં માબાપે તેને હદ

ઉપરાંત મોજશોખમાં ઉછેરી હતી. તે જ્યારે યુવાવસ્થામાં વિહાર કરવા લાગી, ત્યારથી તેને દુર્જનો સાથે સંગતિ થવા માંડો. તે પોતાના પિતાનાં વણેલાં લુગડાં વ્યાપારીઓને આપવા જતી હતી, ત્યાં લક્ષ્મીની તુચ્છ લાલસાથી કુમારિકા વ્રતને તીલાંજલી આપી વ્યાપારીઓ સાથે પોતાની નીચ વૃત્તિ તૃપ્ત કરતી હતી. તેના પિતાને આ વાતની ખબર પડતાં તેનાં લગ્ન બહાર ગામના પોતાની જ્ઞાતિના ધનવાન અને સ્વરૂપવાન યુવક સંગાથે કરી, તત્કાળ મધુરીને તેને સ્વસુર ગૃહે મોકલી દીધી. મધુરી પોતાને સાસરે ગઈ ખરી; પરંતુ તેનું મન શુદ્ધ ન હોવાથી પોતાના પ્રિતી સંપાદકોને ખાનગી પત્રો લખી પોતાને કોઈ ગુપ્ત સ્થળે રાખવા વીનંતિ કરી. મધુરીને તેના ખાનગી પ્રતીઉત્તરો મળી ચુકયા. તે સર્વનો સારાંશ એ હતો કે; મધુરીએ પોતાના પતિનું કાશળ ગમે તે રસ્તે કાઢી નાખી સાસરેથી પીયર નાસી આવવું. મધુરી કામાંધ બનેલી હોવાથી એક દીવસ લાગ સાધી પોતાના પતિને દુધમાં વિષ આપી, સદાને માટે આ દુનિયાનો ત્યાગ કરાવી ઉત્સાહ પૂર્વક પોતાના યારને ત્યાં ચાલી ગઇ. ખુનના અપરાધ માટે તેને પકડવાનું વારંટ લઇ ઘણા ડીટેકટીવો ફરતા હોવાથી તેને યારના ઘરમાં રાત્રિ દીવસ છુપાઇ રહેવું પડતું. આથી તેને ઘણો ત્રાસ ઉપજ્યો. તેથી તે એક દીવસ પોતાના આશકના ઘરમાંથી જેટલી મૂલ્યવાન વસ્તુ હાથ

લાગી, તે સર્વ લઇ રાત્રિના સમયે અંધેરપુરીમાં નાસી આવી. પોતાનું નામ બદલી રાજમાર્ગપર એક ભપકાદાર ભુવન ભાડે રાખી, ખુલ્લી રીતે વેસ્યા વૃત્તિ કરવા લાગી. તે બીજી નગ્નનારીઓ કરતાં રૂપમાં વધારે સુંદર હોવાથી અંધેરપુરીના નામચીન શાહુકારોની પીછાન સહેલાઇથી કરી શકી, તેના રૂપ ગુણની તારીફ થોડા દીવસમાં અંધેરપુરીના રાજા ખોડુભાના કાને ગઇ. વિષયાંધ ખોડુભાએ તેને ઘેર જઈ માસીક રૂપીઆ ત્રીસ હજારનો દરમાયો આપવો કરી પોતાની કરી લીધી.

ઠગદાસો આ મધુરી ગણિકા, જેણે પોતાનું નામ રૂપવંતી રાખ્યું હતું; તેને ત્યાં ગરીબ બીચારી લત્તાને વેચવા માટે લાવ્યા. ગણિકા તેને જોઇ સ્તબ્ધ બની. તેથી પોતે રૂપનું જે અભિમાન ધરાવતી હતી તે નષ્ટ થયું. આ સુંદરી કોઇ પણ કીંમતે ખરીદ કરવી એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો તેથી ઠગદાસોને તેમની ઇચ્છાનુસાર રૂપીયા દસ હજાર આપી લત્તાને ખરીદ કરી લીધી.

બીજે દીવસથી ગણિકાએ લત્તાને પોતાના ધંધાની તાલીમ આપવાની શરૂઆત કરી. પરપુરૂષને લટકાથી કેમ ઘાયલ કરવા, મૂર્ખાઓને મોહાંધ કરવા હાવભાવ કેમ કરવા, વીગેરે તેને સમજાવવા લાગી. લત્તાએ બહેરી-મૂંગી થવાનો ઢોંગ કર્યો. મધુરી જે કહેતી તે લત્તા સાંભળતી નહિ. આથી

સ્વાર્થાંધ ગણિકાએ તેને પુષ્કળ માર માર્યો. ઘણો ત્રાસ આપ્યો. તે સર્વ કષ્ટ સહન કરવાની લત્તાને ફરજ પડી. પ્રાણાંતે પણ પોતાના શુદ્ધ આચારોમાંથી કિંચિત્માત્ર નહિ ડગવાનો લત્તાએ દૃઢ સંકલ્પ કર્યો. તેથી ગણિકાને રૂપિયા ખરચવા માટે પશ્ચાતાપ થયો. પરંતુ પાપીયસી લત્તાને સહેજમાં છોડે તેવી ઉદાર નહોતી. જ્યારે ખોડુભા તેને મહેલે ગયો, ત્યારે રાજાને તેણે લત્તા ભેટ તરીકે આપી દીધી. લત્તાકુમારીનું સૌન્દર્ય મહાત્માઓનું તપ ડોલાવવા સમર્થ હતું; તો ખોડુભા જેવો નરપીશાચ તેના રૂપનો દાસ બને તેમાં અધિક આશ્ચર્ય નહોતું. લત્તાકુમારીના સૌન્દર્યથી અત્યાનંદ પામી ખોડુભાએ રત્નજડીત હાર મધુરીને અર્પણ કર્યો. પછી લત્તાને બળાત્કારે પોતાની બગીમાં બેસાડી રાજ્યભુવનમાં લઈ ચાલ્યો.

મધુરીએ ખોડુભાની મૂર્ખતા ઉપર મનમાં કહ્યું કેઃ—

"રીઝીને પરનાર - નકકી નરકે નાખશેઃ
જર જોબન લૂંટનાર—બીજું કંઇ આપે નહિ."



# પ્રકરણ ૧૫

## વસંત વિજય



પ્રિય વાર્તા વીલાસી ! આપણે વસંતસેનને સ્વયંવર મંડપમાં મુકી લત્તાની કૃતિ જાણવા સારૂ ઘણો સમય લત્તાની પાછળ ફર્યા. અંતે રાજા ખોડુભાને ત્યાં જતાં તેને જોઇ. હવે વીરધીર વસંતસેનનું શું થાય છે, તે જાણવાની અગત્ય છે.

રાજા વિજયસેન સ્વયંવર મંડપમાંથી ગુસ્સામાં પોતાના રાજ્યભુવનમાં ગયો. તેણે સત્વર ચાર મનુષ્ય-ઘાતકોને તેડી મંગાવ્યા. તેમને વસંતસેનનો કોઇપણ રીતે રીબાવી રીબાવીને પ્રાણ લેવાની આજ્ઞા કરી. તેઓ રાજાની કૃપા મેળવવા માટે વસંતસેનને લેઇને નીલગીરીના ડુંગરોની ખીણમાં આવ્યા. તેઓએ ડુંગરની ઠેઠ ટોચ ઉપર વસંતસેનને લઇ જઇ ધક્કો મારી નીચે ફેંકી દીધો. અને પોતે એક અજીતગઢ જીત્યો હોય; અથવા એક મહાભારત કાર્ય કર્યું હોય; તેમ ખુશી થતા થતા વિજયસેનની પાસે ઇનામ લેવા ગયા.

વસંતસેનના આયુષ્યનો અંત હજુ સુધી આવ્યો નહોતો. તે જેવો નીલગીરીની ખીણમાં પડયો, તેવો તેને ફૂલની માફક ઉંચકી લઇને કોઇએ ઉભો કર્યો. વસંતસેનના મનમાં તેથી ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું. વસંતસેન પોતાને સહેજ પણ ઇજા ન થવાથી તેનું કારણ વીચારવા લાગ્યો. તેટલામાં ત્યાં ભારે અંધકાર થયો અને મેઘનાં વાદળાંની પેઠે ગર્જના થવા લાગી. વીદ્યુતના ચમકારાની સાથે વૃષ્ટિની શરૂઆત થઇ. આ વૃષ્ટિ ખરેખર જળની થતી નહોતી. પરંતુ વૃષ્ટિના જળનું બિંદુ જમીન ઉપર પડતાં તેમાંથી સાપ, વીંછી, વાંદરાં, બીલાડાં, એવાં અનેક જુદા જુદા સ્વરૂપનાં પ્રાણી બની જતાં હતાં. વળી તેઓ તતક્ષણે પોતાનું સ્વરૂપ બદલી નાસી જતાં હતાં. વસંતસેન ગમે તેવા ચમત્કારથી ડરે તેવો ભીરૂ નહોતો. તેણે ગુરૂ પાસેથી શસ્ત્ર વિદ્યાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. તે નીડર બની મ્યાનમાંથી સમસેર ખુલ્લી કરી અડગ રીતે ઉભો રહ્યો. પણ આશ્ચર્ય ! તેના હસ્ત અણદીઠ રીતે બંધાઇ ગયા. વસંતસેન તેથી વિસ્મય પામી હૃદયમાં મુંજાવા લાગ્યો. જળનાં બિંદુઓ પડતાં બંધ થઇ તેને બદલે વર્ષાદના મોટા મોટા કરાઓ પડવા લાગ્યા. તે કરાઓ જમીન ઉપર પડતાં મોટી તોપના જેવો ભયંકર ધ્વનિ થઇ ફાટી જતા અને અંદરથી વિકરાળ દાનવો ઉત્પન્ન થતા હતા. તેઓ સર્વે ભિન્નભિન્ન સ્વરૂપના હતા. કેટલાક

રાક્ષસો પાડાના, કોઇ હાથીના, એમ અવનવાં શરીર ધારણ કરી વસંતસેનને ગભરાવા લાગ્યા. થોડા સમય પછી સર્વે દાનવો એકત્ર થઇ વસંતસેનને આગળ કરી પોતે તેની પાછળ સરઘસના આકારમાં વાદ્યયંત્રોના મધુરા અવાજ કરતા ચાલવા લાગ્યા.

× × × ×

વાંચકવૃંદ! આ દાનવોની ઉત્પત્તિ જાણવા અધીરા ન થતાં નીચેનું વૃતાંત વાંચવા વીનંતિ કરવામાં આવે છે.

કંસ–કૃષ્ણના યુદ્ધ પછી હાર પામી નાસી છુટેલા અસુરો ઘણા સમયથી આ નીલગીરીની ખીણમાં રહેલા હતા. ઇંદ્રાસન મેળવવા માટે દેવતાઓ સામું યુદ્ધ કરી જય મેળવવાની તૃષ્ણાથી તેઓ મલીનમંત્રથી પોતાની કુળદેવીને ઘણી સંતુષ્ટ કરતા હતા. તેમણે દેવીને પ્રસન્ન કરવા માટે રાવણના જેવો મહાન યજ્ઞ આરંભેલો હતો. તે યજ્ઞની પૂર્ણાહુતી થોડા દીવસમાં થનાર હોવાથી પુર્ણાહુતી સમયે દેવીને ભોગ ચડાવવા સારૂ તેમને એક મ ી [illegible] પુરૂષની આવસ્યકતા હતી. તેથી તેએ તેના પુ ન ા શે વ કરવાને માટે નીલગીરી ઉપર માયા ી સ્વરૂપ ધારણ કરી ફરતા હતા. આજે વસંતસેનને નીલગીરી ી ખીણમાં નાખા દેતાં એક દાનવે પવનનું સ્વરૂપ ધારણ કરી વસંતસે ા નીચે પેઠો. તેથી ખીણની તળેટીમાં પડતા સુધી વસંતસેનને

સહેજ પણ ઇજા થઇ નહિ. વસંતસેનને ત્યાં ઉભો કરી તે અસુરે પોતાના રાજાને તેની હકીકતથી વાકેફ કર્યો. દાનવોના રાજાએ તેનાં લક્ષણો જાણવા માટે ઉપર કહ્યા પ્રમાણે પોતાના સેવકો પાસે તેની પરીક્ષા કરાવી પોતાના મુકામ ઉપર લઇ ચાલ્યા. વગર પ્રયાસે બત્રીસ લક્ષણો પુરૂષ મળવાથી સર્વ દાનવ મંડળમાં અતિ હર્ષ વ્યાપી રહ્યો. દાનવ નૃપતિએ પોતાના મહેલની સમીપ એક અંધારી ગુફામાં વસંતસેનને પરહેજ કર્યો.

મધ્યરાત્રિનો ભીષણ અંધકાર સૃષ્ટિ ઉપર પોતાનું સામ્રાજ્ય ચલાવી રહ્યો હતો. તે સમયે ગુફાનું ગુપ્ત દ્વાર ઉઘાડી એક અપરીચીત યુવતિ ગુફાની અંદર દાખલ થઇ અંદરથી દ્વાર વાસી દીધુ. પછી તે યૌવના જેનું નામ રંભા હતું તેણે પોતાની પાસેથી ચકમકનો પત્થર કાઢી તેની મદદથી ગુફામાં પ્રવેશ કર્યો. વસંતસેન આશ્ચર્ય પામી આ ભેદી અબળાને કઇ કહેવા જતો હતો તેટલામાં રંભા તેની પાસે જઇને બોલી.

“ શુરવીર કુમાર! હું વિમળપુરની દુઃખી રાજકન્યા છું મારૂં નામ રંભા છે. સખીઓની સાથે એક સમયે હું મારા ઉપવનમાં વિશ્રાંતિ માટે વિહાર કરતી હતી, તેટલામાં ત્યાં આ દાનવાનો રાજા મારા સૌન્દર્ય ઊપર મોહીત થઇ,

મને ઠગવા માટે, સુવર્ણના હંસનું સ્વરૂપ ધારણ કરી ફરવા લાગ્યો. મારાં દુર્ભાગ્યે હું રામાયણના સુવર્ણ મૃગનું વૃત્તાંત વીસ્મૃત થઇ ગઇ. લોભથી મારી મતિ ભ્રષ્ટ થવાથી હું તે દુષ્ટની કપટ જાળમાં ફસાઇને તેને પકડવા સારૂ તે માયાવી હંસની કોટે જોરથી વળગી પડી. હું તેને વળગી પડી. તત્ક્ષણે તે હંસ એક હવાઇ વિમાનની માફક ગગન માર્ગે જવા લાગ્યો. હું જમીન ઊપર પડી જવાના ભયથી તેને સજ્જડ લપટાઇ રહી. તે એવી રીતે દગાથી મારૂં હરણ કરીને મને અહીં લાવ્યો છે. અત્યાર સુધી મારા આવ્યા પછી આ જગ્યાએ તમારા સિવાય કોઇ પુરૂષ આવ્યો નથી. તમો જે સમયે અસુર સૈન્યના સમુહમાં આવતા હતા, તે સમયથી હું તમારા સૌન્દર્યથી મોહીત થઇ તમારા પ્રેમમાં દીવાની બની ગઇ છું. મને તમારા આશ્રયમાં લઇને મારો કામાગ્નિ શાંન્ત કરો. મને એક દીન અબળા જાણી મારી પ્રાર્થનાનો સ્વીકાર કરો."

વસંતસેન તેની આવી નિર્લજ વાણી શ્રવણ કરી વિસ્મય ન પામતાં બોલ્યો:–"સુંદરી! તમારી માગણીનો સ્વીકાર કરતાં મને જરાપણ અડચણ નથી. પરંતુ આપણી ખાનગી પ્રીતિ કોઇ દાનવના જાણવામાં આવશે; તો મારા કરતાં તમારા ઘણા બુરા હાલ થશે, તેનો કાંઇ વિચાર કર્યો."

"પ્રાણુનાથ ! તમારે ભવિષ્યનો ભય રાખવો નહિ. હું સર્વ અસુરોનું મૃત્યુ નિપજાવવાને શક્તિમાન છું. તેથી દુષ્ટ દાનવો મને કંઇ કહી શકે તેમ નથી." રંભાએ નીડરતા દર્શાવી.

અહોહોહો ! તમો મારી હાંસી કરી ઠીક હાસ્ય વીનોદ કરો છો. ક્યાં ક્રુર રાક્ષસો, અને કયાં આપની કોમળ કાયા ? વળી તમો અબળા, અને જાતે પણ એકલાં. તો તમો તેને કેમ મારી શકો ? તમો ઘણું અસંભવીત કહો છો." વસંતસેને તેનો મર્મ જાણવા સારૂ પુછ્યું.

"પ્યારા ! તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. આ ઓરડીના મધ્ય ભાગમાં જે શીલા મુકેલી છે, તે શીલા ઊઘાડી માંહીથી તેમની કુળદેવીની મુર્તિ બહાર કાઢી તે મુર્તિ ખંડીત કરતાં તે સર્વ દાનવોનો વિનાશ થાય, એવો તેમને બ્રહ્મા તરફથી શ્રાપ મળેલો છે. અને મુર્ત્તિનો સમુળગો નાશ કરવાથી આ તેમનું સર્વ તીલેસ્માતી કામ અદૃષ્ય થશે, અને આપણે વિના પ્રયાસે મુક્તિ મેળવી શકીશું," રંભાએ સર્વ છુપા ભેદનો સ્ફોટ કર્યો.

આ સાંભળી વસંતસેને વિચાર કરી કહ્યું:-"મનોહારીણિ! તમો અત્યારે તમારા મુકામે જાવ. કારણકે હવે પ્રાતઃકાળ થવાને થોડીવાર છે માટે તમો મને કાલ રાત્રિએ અત્રે

જરૂર મળજો. આપણે તે વખતે અસુરોના પાસામાંથી મુક્તિ મેળવવાનો ઉપાય યોજીશું. પછી આપણો પ્રેમ અખંડ થવાને માટે તમો કહેશો તેમ કરીશું."

આ વાત રંભાને યોગ્ય લાગવાથી તે જે રસ્તે આવી હતી, તે માર્ગે પાછી દ્વાર બંધ કરી ચાલી ગઇ. તુરત વસંતસેને રંભાએ કહેલી શીલા ઉઘાડી, માંહીથી દેવીની પ્રતિમા બહાર કાઢી. તેજ શીલા ઉપર જોરથી પછાડી. તત્ક્ષણે તે મુર્ત્તિના ટુકડા થઇ ગયા, અને મોટા ભયંકર અવાજો થઇ, દાનવોના પુરાતન ગગન ચુમ્બિત પ્રાસાદો, વિહાર વાટીકાઓ, ક્રીડા સ્થાનો, વગેરે જે કંઇ વસ્તુ ઊપર દાનવો હક્ક ધરાવતા હતા, તે સર્વ વસ્તુઓ પૃથ્વી ઉપરથી પાતાળમાં જતી રહી. ફકત વસંત અને રંભા તે સ્થળમાં રહ્યાં. માયાવી ઉત્પાત શાન્ત થતાં તેમને જણાયું કે; ઊભય એક સમુદ્રના કીનારા ઊપર ઊભેલાં છે.

વસંત અને રંભા તીલેસ્માત તારાજ થતાં દરીઆના કીનારા ઊપર વિના પ્રયાસે ભેગાં મળ્યાં. રંભાએ પુનઃ પોતાની દુષ્ટ વાંચ્છના વસંતસેનને જાહેર કરી. વસંતસેન નીતિને ચાહનાર હોવાથી, પ્રથમ તેને પોતાનો છુટકારો મેળવવા કૃત્રિમ પ્રેમથી રંભાને ઠગી હતી તેથી તેણે રંભાની માગણીનો વીનયથી અનાદાર કર્યો. વસંસેનનો પોતાના ઉપર

પ્રેમ ન જણાયાથી તે હતાશ થઇ પસ્તાવા લાગી. પ્રેમ ભંગ થવાથી તેને સર્વ દિશાઓ શૂન્ય ભાસવા લાગી. વસંતસેને તેને યોગ્ય શીખામણ આપી ધૈર્ય આપતાં કહ્યું કે :– "બહેન રંભા! મને આજથી તારો સહોદર જાણી હવેથી તું કોઇ વાતનો ભય રાખીશ નહી. આ સમુદ્રમાં યથા સમયે નૌકા આવી મળતાં તેમાં બેસારી હું તને તારા પિતાને ત્યાં મૂકી જઇસ. મારાં ગાંધર્વ લગ્ન ઘણા દિવસથી થઇ ચુકેલાં હોવાથી હું તારો સ્વીકાર કરી શકતો નથી. મારાં ગાંધર્વ લગ્ન એજ મારી ઉપાધીનું કારણ હોવાથી મને સંસાર ખારા ઉદધિ સમાન જણાય છે. તેથી હું તને તારા પિતૃ ગૃહે પહોંચતી કરી, આ સંસાર સુખનો ત્યાગ કરી, કોઇ મહાત્મા પાસે જઇ મારા આત્મ કલ્યાણનો માર્ગ ગ્રહણ કરીશ."

તેઓ આવી રીતે વાર્તા કરતાં હતાં. તેટલામાં દૂરથી એક નૌકા જતી હોય તેમ જણાયું. એટલે તેઓએ દુઃખની નીશાનિ બતાવી મદદ માગી. નૌકાના માલિકે તેમનો વાવટો જોઇ નૌકાને તે તરફ હંકારી લાવ્યો. બન્ને જનોએ પોતાની દુઃખી હકીકતથી નૌકાના માલિકને વાકેફ કરી તેના આશ્રયની યાચના કરી. દયાળુ નાખુદાએ તેમને પોતાના વહાણમાં આશ્રય આપ્યો. થોડા દીવસમાં તે નૌકા વિમળપુર જઇ પહોચી. વસંતસેન રંભાને તેના પિતા પસે મુકી પોતે ડુંગરોમાં ઋષિના આશ્રમમાં ચાલ્યો ગયો. ત્યાં સતદાસ નામના મહર્ષિની કૃપાથી શાસ્ત્રનું અધ્યયન કરી ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું.

# પ્રકરણ ૧૬

## અચાનક મેળાપ



*　　*　　*　　*

સમુદ્રના જળ તરગ સમાન, જગતમાં કીસ્મતના તરંગો વહી જાય છે. કીસ્મતની કરામત દેવ અને દાનવો જાણી શકતા નથી. તે કોઈની પાસેથી લાંચ – રૂસ્વત લઇ તેનો પક્ષ કરતું નથી. કીસ્મત નીરાકાર હોવાથી તે ક્ષણ માત્રમાં ગમે તે બાજુ ફરી શકે છે. અયોધ્યાપતિ દશરથની મરજી રામચંદ્રને રાજ્ય આપવાની થઇ, પરંતુ કીસ્મતે શત્રુઘનને અણદીઠ સહાય કરી રાજય આપ્યું હતું.

*　　*　　*　　*　　*

આપણે સાતમા પ્રકરણમાં વસતસેનને મોઢેથી સાંભળ્યું હતું કે; તે કોઇ રૂષિના આશ્રમમાં ઉછરતો હ I. તે રૂષિનું વૃતાંત વસંતસેનનો વીયોગ થયા પછી કેવું બન્યું હશે; તે હવે આપણે જાણવુ જોઇએ. તે ઋષિનું નામ આપણને માલુમ નહિ હોવાથી આપણે હવેથી તેને મહંતના નામથી જાણીશું.

મહંતરાજ સાયંસંધ્યા નદી ત્રટે કરી પોતાની પર્ણકુટીમાં આવ્યા, તો તેમણે વસંતસેનને જોયો નહિ તેથી વસંતસેન માટે ઘણી ફીકર કરવા લાગ્યા. મહંતરાજે અરૂણોદય થતાં પોતાની પર્ણકુટીને છેલ્લા રામરામ કરી વસંતસેનને શોધવા માટે ચાલી નીકળ્યા. તેમણે ઘણાં સ્થળોએ બારીક અવલોકન કર્યું, ગંગાના ત્રટ ઊપર ફર્યા, ગીરિ ગુફામાં શોધ કરી વળ્યા, પણ વસંતસેનની ભાળ કોઇ સ્થળે મળી શકી નહી. જેમ જેમ અનુક્રમે વધુ દિવસ વ્યતિત થવા લાગ્યા, તેમ મહંતજી વસંતસેનને માટે વધારે મુંઝાવા લાગ્યા. એક દિવસે તે રામપુર આગળ થઇને જતા હતા. ત્યાં આગળ નગરની બહાર લોકની મેદની મળેલી જોઇ તેનું કારણ જાણવા, અને વસંતસેનની શોધ કરવા ઊભા રહ્યા. તે વખતથી મહંતજીનો ભાગ્ય રવી અચાનક પ્રકાશીત થયો.

આ ગામના રાજાનું અવસાન અપુત્રવંત થવાથી તેનું રાજ્ય મેળવવા માટે સઘળા ભાયાતો લડતા હતા. દીવાન ઘણો વિચીક્ષણ બુદ્ધિનો હોવાથી તેણે સર્વ ભાયાતોને બોલાવીને કહ્યું. " ભાઇઓ ! કુસંપનાં ફળ કડવાં હોવાથી તેનાં બીજ ઝેહેરી હોય છે. તેથી તેના વાવનારાઓ સદા નાશ પામે છે.

માટે આપસઆપસમાં વ્યર્થ તકરાર તજી દ્યો.

લડવાથી કોઇને સુખની ગાદી મળશે નહિ. પરંતુ પરીણામમાં આ વાત આપણા દુસ્મન રાજાઓ જાણશે, તો તેઓ આપણી સામે યુદ્ધમાં વિજય મેળવી આપણા સર્વનો નાશ કરશે. માટે આપણે પ્રજાની ઇચ્છાનુસાર વર્તન કરવું જોઈએ. પ્રજા જેને પોતાનો રાજા કરવાની આકાંક્ષા ધરાવતી હોય, તેને આપણું રાજ્ય સોંપવુ જોઇએ." આ સલાહ સર્વ ભાયાતોને યોગ્ય લાગવાથી તેમણે પ્રજાને ભેગી કરી રાજા નીમવા માટે સલાહ પૂછી. પ્રજાએ એક મતથી "જેના ઉપર રાજહાથણી કળશ ઢોળે" તેને ગાદી આપવાની પોતાની ઇચ્છા જાહેર કરી. પ્રધાને તેમ કરવાની સમતિ આપી શુભ મુહુર્તમાં રાજહાથણીને શણગારી ગામ બહાર લાવ્યા. ઉપર જણાવેલી મેદની પોતાનું ભાગ્ય અજમાવવા રામપુર નગરની બહાર ભેગી થઇ હતી.

રાજહાથણી ફરતી ફરતી જ્યાં વસંતસેનને શોધવા માટે આપણી વાર્તાના મહંત ઊભા હતા, ત્યાં આવી મહંતજીના ઉપર કળશ ઢોળ્યો. તેથી પ્રધાન તુરત મહંત પાસે આવ્યો. અને નમૃતા પુર્વક હાથણીની હકીકત કહી સંભળાવી રામપુરનું આધિપત્ય સ્વીકારવા માટે વીનંતિ કરી. મહંતને રાજ્યગાદીની અભિલાષા નહોતી. પરંતુ પ્રજાજનની આજીજીથી તે રામપુરનો ગાદીપતિ થયો.

તેણે વસંતસેનની ભાળ મેળવવા માટે પોતાના રાજ્યમાં મોટું સદાવ્રત મુસાફરોને માટે ચાલું કર્યું. આપણા મહંતજીને રાજ્યાસન અર્પણ કરી તે નગરના નામ ઉપરથી તેનું નામ રામસીંહ પાડ્યું. રામસીંહ પોતાના સત્ કાર્યોને લીધે પ્રજામાં ઘણો પ્રિય થઇ પડયો. વસંતસેનને શોધવા માટે તે પોતાના રાજ્યમાં પ્રતિમાસે પંડિતોની સભા ભરી ભિન્નભિન્ન વિષયો ઉપર વ્યાખ્યાન કરાવતો હતો. તેમાં જે કોઇ મુકરર કરેલા વિષય ઉપર સારૂં વિવેચન કરતો. તેને અમૂલ્ય બક્ષિસ આપી વિદ્યાને ઉત્તેજન આપતો હતો. આ માસમાં ધર્મ ઉપર વ્યાખ્યાન થવાનું હોવાથી તેણે જુદાજુદા ધર્મ પ્રવર્તકો અને ઋષિઓને આમંત્રણ પત્રિકા પાઠવી સર્વને પધારવા વીનતિ કરી હતી.

રામસીંહની આમંત્રણ પત્રિકાને માન આપી ઋષિઓ, મહાત્માઓ, ધર્માચાર્યો, અને ઘણા સજજનો રામપુરમાં આવી પહોચવાથી ત્યાં સર્વ સ્થળે આનંદથી વૃષ્ટિ થતી જોવામાં આવતી હતી. રાજાએ તેઓને કોઇ પ્રકારની અડચણ ન થાય, તેવો યોગ્ય પ્રબંધ કર્યો હતો.

વસંતસેન ઋષિ-મહાત્માઓની સાથે ધર્મ સંબંધી ચર્ચા સાંભળવા માટે આવ્યો હતો. ઋષિઓની બેઠક સર્વથી અલગ હતી.

સમય થતાં સર્વ સભા ભરાઇ ચુકી. નીર્ણય કરેલા સમયે રાજા રામસીંહ સભા મંડપમાં આવી પહોંચ્યો. સર્વેએ તેને નમન કરી યોગ્ય માન આપ્યું. રાજા પોતાના સિંહાસન ઊપર બીરાજમાન થતાં રાજકવીએ રાજાની આજ્ઞા કહી સંભળાવા માંડી:—

" પ્રિય પ્રજાજનો, આપણા મહારાજા રામસીંહજીની એવી આજ્ઞા જાહેર કરવામાં આવે છે; કે જે સજ્જન સવીનયથી એમ સીદ્ધ કરી બતાવશે કે ચાલુ નવા યુગમાં અમુક ધર્મ શ્રેષ્ટ છે તેને ઉત્તમ પારિતોષ આપવામાં આવશે કોઇ પણ ધર્મની નીંદા કરનારને સભામાંથી દૂર કરવામાં આવશે.

મહારાજાની આજ્ઞા થયા પછી દરેક ધર્મગુરૂએ આખી દુનીયામાં અમારા ધર્મથીજ મુકિતી મોક્ષ મળે છે એવા સીધ્ધાંતના વ્યાખ્યાનો કહી સંભળાવ્યાં પરંતુ તેથી

અમુક ધર્મ સર્વથી સારો છે' તેનો કોઇ નીર્ણય કરી શક્યું નહી. તેટલામાં આપણી વાર્તાનો મુખ્ય નાયક વસંતસેન યોગી વેશે ઊભો થઇ સભાના મધ્યમાં આવી સર્વને પ્રણામ કરી પોતાનું વ્યાખાન શરૂ કર્યું:—

" શ્રીમંત મહારાજા સાહેબ, શ્રીયુત મહંતો, પૂજનીય યોગીઓ, વંદનીય વિપ્રો, સર્વ સદ્‌ગૃહસ્થો, આપને નમ્રતા

પુર્વક વીનંતિ કરૂં છું કે; મેં ધર્મનો અભ્યાસ વધુ ન કરેલો હોવાથી–અને આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી સ્થળે સ્થળે ભુલચુક થવાનો સંભવ રહેલો છે, માટે તે દોષ આપની દૃષ્ટિમાં ન લાવતાં ક્ષમા કરશો એમ આશા રાખું છું.

"પુંજનિકો! તમારામાંથી કોઇ પણ મને કહી શકશે કે; જગત્‌ને પ્રકાશ આપનાર સુર્યનાં દીનમણી, ભાનુ, આફતાબ, સન, વીગેરે ઘણાં જુદાં નામો હોવા છતાં તેમાં કેટલો તફાવત રહેલો છે? નામ આપણને ભિન્ન ભિન્ન રૂપે સંભળાય છે. પરંતુ દૃષ્ટિ કરતાં આપણને તે એક રૂપે જણાય છે. એટલુંજ નહિ, પરંતુ તે સર્વ ધર્મ વાળાને પોતાનો પ્રકાશ સરખા પ્રમાણથી આપે છે. તમો ગમે તે ધર્મ પાળતા હશો, તો પણ તે તમારા પ્રતિ ક્રોધ–કે વૈર ધરાવતો નથી. સૂર્ય જેમ પોતાનો પ્રકાશ સર્વ ધર્મ વાળાને આપે , તેમ ઇશ્વર પોતાના ભકતોને પોતાની કૃપાનો પ્રસાદ સરખા પ્રમાણથી વહેચે છે. તેણે મુક્તિફોજના ધર્મ માનનારને મુકિત આપવાનો દસ્તાવેજ કરી આપ્યો નથી. પારસીઓને પવીત્ર ગણવાની કબુલાત આપી નથી. હીંદુઓને મોક્ષ આપવાનો ઇજારો આપ્યો નથી. બેહસ્તના દરવાજા ફક્ત એકલા મુસલમાનો માટે ખુલ્લા રાખ્યા છે એમ નથી. પરંતુ તમો તમોને યોગ્ય લાગે તે ધર્મમાં રહી, શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરની કૃપાની

યાચના કરો. અને હું નીસંદેહ કહી શકું છુ કે જરૂર તમોને તે મળશેજ."

"વળી આપણે સુવર્ણનું દ્દષ્ટાંત લઇશું. તો તેના અનેક પ્રકારના દાગીના થાય છે. એક સુવર્ણના કટકામાંથી હીરાકંઠી, મગમાળા, કડાં વીગેરે ઘણી તરેહના મનહર દાગીના થાય છે. તેથી એમ કહેવાને કોણ શક્તિવંત છે કે; તે સુવર્ણ જુદા જુદા રૂપે હશે?"

"ઘઉંના ઢગલામાંથી ઘઉં લઇ તેની જુદી જુદી વાનીઓ આપણા ઉપયોગ માટે બનાવીએ, પરંતુ મુળ સ્વરૂપમાં ઘઉં એકજ વસ્તુ છે. તેમ ઇશ્વરની ગમે તે રૂપની પ્રતીમા બનાવી તેનું પુંજન કરવાથી તે પોતાના ભક્તોની ભક્તિનો સ્વીકાર કરે છે."

"હજુ આપ સમક્ષ એક વધુ દ્દષ્ટાંત આપતાં જણાવું છું કે; જુદી જુદી ફેશનનાં વસ્ત્રો જુદા જુદા રંગોથી રંગેલા હોય, પરંતુ તે કપાસમાંથી ઉત્પન્ન થએલાં છે, તેમ માણસના ભીન્ન ભીન્ન પ્રકારના ધર્મો એકજ ઇશ્વરમાંથી પેદા થએલા છે. એટલે તે ગમે તેવી રીતે દ્દષ્યમાન હોય; પરંતુ ઇશ્વરથી જુદા નથી."

"તમારા દીલ ચહાય તો તેને તમે ગૉડ કહો, અલ્લા કહો, પરવર દીગાર કહો, પરમેશ્વર કહો, પ્રભુ કહો, રામ

કહો, કૃષ્ણ કહો, ઇશુ કહો, કે બુદ્ધ કહો, પરંતુ ઇશ્વરનું રૂપાંતર તમારી જુદી જુદી વાણીથી ફરી શકવાનું નથી. જુદા જુદા વખતે સમયાનુસાર લોકોના મત ભિન્ન ભિન્ન થયા, તેથી ઇશ્વરનું રૂપાંતર બદલાય તેમ હું સમજી શકતો નથી."

"ઝુમ્મરમાં લટકતા બીલોરી કાચ-જેને નાનાં છોકરાંઓ હીરા કહે છે, તેમાં દ્રષ્ટિ કરતાં આપણને અવનવા અસંખ્યાત રંગો માલૂમ પડશે, પરંતુ તે કાચ જેમ એકજ છે, તેમ ઇશ્વરના આ સૃષ્ટિમાં અગણીત રંગો જણાવા છતાં તેનું મુળ સ્વરૂપ બિલોરી કાચની પેઠ એકજ છે. ભિન્ન ભિન્ન નથી."

'બંધુઓ! તમારામાંથી મને કોઇ બતાવી શકશે કે; અમુક ધર્મનાં ફરમાનમાં ચોરી, ખુન, વ્યભિચાર વીગેરે અન્ય પ્રકારના અમાનુષીક કૃત્યો કરવાનું બતાવેલું છે? પરંતુ તેથી વીરૂદ્ધ હું કહી શકું છું કે; સર્વ ધર્મનો મુખ્ય-તત્વસાર એજ છે કે; ઇશ્વરનું સ્તવન કરવું. અનીતિના પંથનો ત્યાગ કરી નીતિનો માર્ગ ગૃહણ કરવો. તન-મન-અને ધનથી યથાશક્તિ પરોપકાર કરવો.

"બંધુઓ! અંતમાં મારૂં તમને નમ્ર સૂચન એટલુંજ છે કે; તમો ગમે તે ધર્મ પાળો, પણ આપણે સર્વે એક ઇશ્વરનાં બાળકો છીએ, એ કદી વીસ્મૃત ન થતાં નિસ્વાર્થવૃતિ ધારણ કરી તમારી યથાશક્તિ અનુસાર બની

શકે તેટલો પરોપકાર કરો, અને ઇશ્વરની ભક્તિ નિષ્કપટ કરો. એટલે તમારો આત્મા પવિત્ર થશે એ નિસદેહ છે."

"બંધુઓ! મારા વ્યાખ્યાનની સમાપ્તિ કરતાં પુનઃ હું મારો નમ્ર અભિપ્રાય જણાવું છું કે; પ્રથમ બધા ધર્મ એક હોવા જોઇએ, પરંતુ કાળના પરિવર્તન અનુસાર આપણે તેને ભિન્નભિન્ન માનેલો છે. આટલું કહી હું બેસી જવાની આજ્ઞા માગું છું."

એમ કહી વસંતસેન બેસી ગયો. સર્વ શ્રોતાઓને તેની વાણી અત્યંત પ્રિય થઇ પડી. તેથી તેને હર્ષનાદથી વધાવી લીધો. રાજા રામસિંહે સર્વની અનુમતીથી ઉપહારની હીંરાની અંગુલીકા વસંતસેનને અર્પણ કરી તેનું નામ ઠામ પુછતાં ઋષીના આશ્રમથી અત્યારસુધીની પોતાની વીતક વાર્તા કહી સંભળાવી. તેથી રામસીંહ તેને ઓળખી ગયો. અને મારા ભવિષ્યના રાજકુમાર ખુશીતો ખરોને? એમ કહી ભેટી પડયો. રાજાએ પોતાના ગુપ્ત નામથી બોલાવ્યો, તેથી તેને ભારે આશ્ચર્ય ઉપન્ન થયું. પણ રામસીંહે પોતાની કીસ્મતની કરામતથી કેવી રીતે રાજ્યગાદી સંપાદન થઇ તે સવીસ્તર હકીકત કહી સંભળાવાથી તેનો સંદેહ ભાગી ગયો સભા વીસર્જન થઇ. રામસીંહના આગ્રહથી વસંતસેનને રામપુરમાં રહેવું પડયું. એક દીવસે વસંતસેનનો ગુપ્ત ભેદ

ખોલી દેતાં રામસીંહે કહ્યું કે:- "વસંતકુમાર! તમારો જન્મ ચંપકપુરમાં ચંપકસેન રાજાને ત્યાં થયો હતો. તમારાં મર્હુમ માતુશ્રીનું નામ ચંપાવતી હતું. તમારાં ઓરમાન માતાએ પ્રપંચ તંત્રથી તમારો અને તમારાં માતુશ્રીનો રાજાથી વિયોગ કરાવ્યો છે. હાલ તમો લાયક ઉમ્મરના થયા છો. વળી તમારા સીવાય ચંપકપુરીનો ખરો હક્કદાર વારસ નથી માટે આપ મારી સાથે ચાલો. હું તમોને યોગ્ય ઊપાયથી તે ગાદી અપાવીશ." એમ કહી વસંતસેનના ઊપર કેવું તર્કટ થયું હતું, તે કહી સંભળાવ્યું. આ સાંભળી વસંતસેને પીતા પાસે જવા અનુમોદન આપ્યું. તેથી રામસીંહે સઘળી તૈયારી કરવા માંડી.



# પ્રકરણ ૧૭

## બે સોદાગર



રામસીહ ચંપકપુરનો માજી પ્રધાન હતો. તે ઘણો રાજ્યભક્ત હોવાથી પોતાના રાજ્યની સ્પૃહા તજી પિતા-પુત્રની મુલાકાત કરાવી પોતની અમુલ્ય સેવા બજાવવા તૈયાર થયો. તેણે રામપુરનું રાજ્ય પોતાના પ્રધાનને થોડા સમય માટે ભાળવી કેટલોક ખજાનો, અને જુદી જુદી જાતનાં પશુઓ લઇને ત્યાંથી ચંપકનગરી ભણી જવાને માટે તૈયાર થયો. માર્ગમાં જનાવરોને તેણે ઘણી નવાઇની રીતથી કેળવવા માંડયાં. એટલે-ગાયને પાડી ધવરાવે, ઘોડીને ગધેડીનું બચ્ચુ ધવરાવે, કુતરીને બીલાડીનાં બચ્ચાં, ઘોડીનો વછેરો મહિષીને, ગાયની વાછરડી ગધેડીને, બકરીનુ બચ્ચુ ઘેટીને, અને ઘેટીનું બચ્ચુ બકરીને ધવરાવે. આવો પરસ્પર વિરૂદ્ધ સબંધનો ક્રમ ચાલુ કર્યો. જે અદ્યાપિ બન્યો નથી, અને ભવિષ્યમાં બનવા અસંભવિત છે. જનસમાજમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે, તેવી હેરત

ભરેલી રીતનાં પશુઓને ગુપ્ત રીતે ઉપર મુજબ કેળવ્યા પછી વસંતસેન અને રામસીંહ ચંપકનગરીમાં ગયા. અને સોદાગરના જેવો ઠાઠ રાખી પશુઓનો વિક્રય કરવાની ઇચ્છા બતાવવા લાગ્યા. આ રસભર્યું કૌતુક નિહાળવાને સારૂ ગામના સર્વ માણસો આવવા લાગ્યા. કોઇ તે કૌતુકી જાનવર ખરીદ કરવા માટે તેની કીંમત પુછે તો ગધેડીના હજાર રૂપીઆ, અને બકરીના બે હજાર રૂપીઆ કહેતા. જેથી કોઇ ખરીદ કરતું નથી. આ વાતની રાજાને ખબર થવાથી તે એક દીવસ ભેદી જાનવરોને જોવાને માટે આવ્યો. રાજાને તે કૌતુક નીહાળતાં ભારે આશ્ચર્ય ઉત્પન્ન થયું તે મનમાં સમજ્યો કે; આમાં કોઇ રીતનું તર્કટ સમાવેલું છે. પરંતુ તેમનું તર્કટ સભામાં જાહેર કરી પ્રપંચીઓને ભારે શિક્ષા કરવી જોઇએ, જેથી મારા રાજ્યમાં આવા ધુર્ત માણસો પુનઃ આવે નહિ. એમ વિચારી વસંતસેનને પોતાની સભામાં હાજર થવાનો હુકમ ફરમાવી તે ત્યાંથી ચાલ્યો ગયો. રામસીંહની મનોવાંચ્છના પ્રભુએ પૂર્ણ કરી. તેઓ સભાનો સમય થતાં સોદાગરનું સ્વરૂપ ધારણ કરી સભામાં હાજર થયા. સભા સંપૂર્ણ ભરાઇ રહી કે રાજાની સ્વારી આવી પહોંચી. સર્વ સભાસદો સાથે આપણા બંન્ને સોદાગરો રાજાને નમન કરી પોતાના આસને બેસી ગયા. એટલે ચંપકસેન તેમને કહેવા લાગ્યો:-

"સોદાગરો! તમો કોણ છો? અને જે પશુઓ

તમે લાવ્યા છો, તેમાં પ્રપંચ સમાવેલો છે. આ રાજ્યના કાયદા પ્રમાણે પ્રપંચીઓને ભારે શિક્ષા થાય છે તેની તમોને સૂચના આપવામાં આવે છે. માટે જે સત્ય હકીકત હોય, તે તમે નીવેદન કરો.”



“ મહારાજ ! હાલમાં કળીયુગની પ્રબળતાથી અસંભવીત બનાવો બનતા આપણે વારંવાર સાંભળીએ છીએ. સ્ત્રી જાતિ પશુ જાતિનો જન્મ આપે છે, તો એક અજ્ઞાન પશુ બીજી જાતિના પશુનો જન્મ આપે, તેમાં આશ્ચર્યઘટના કયાં સમાએલી છે તે હું સમજી શકતો નથી.” રામસીંહે જણાવ્યું.

“ સોદાગરો ! ન્યાયાસન સમક્ષ તમારા મોંઢાના અસત્ય પુરાવા ચાલી શકે નહિ, માટે દ્રષ્ટાંત બતાવો.” રાજાએ આજ્ઞા કરી.

“ મહારાજ ! આપની આજ્ઞાનુસાર હમે દ્રષ્ટાંત રજુ કરીશું. પરંતુ શરત માત્ર એટલી કે; હું જે વખતે દ્રષ્ટાંત કહું; ત્યારથી પૂર્ણ થાય ત્યાં સુધી કોઇએ સભામાંથી કઇ પણ ઉચ્ચાર કરવો નહિ. તેમ પોતાના આસન ઉપરથી ચળીત થવું નહિ. આ નજીવી સરત આપ કૃપા કરી મંજુર કરશો, તોજ હમો તેવું દ્રષ્ટાંત બતાવીશું.” વસંતસેને યોગ્ય ઉત્તર આપ્યો.

"બહુ સારૂં, તમારી શરત અમારે મંજુર છે." રાજાએ કહ્યું.

વસંતસેનઃ—"સાંભળો."

## (વસંતસેનની પૂર્વ હકીકત અને રામસીંહની નીમકહલાલી)

(દોહરો.)

"નગર એક રળીઆમણું શોભીત અપરંમપાર,
રાજા રાણી નગરીનું નામ ચૂ ઉપર સાર.
એક દીન તે રાજવી બેઠો સભા મોઝાર,
નૃત્ય કરવાને આવી ત્યાં અનુપમ ગુણિકા નાર.
નૃત્ય જોઇ રીઝી બહુ બોલ્યા રાય વચન,
માગ્ય કંઇ મુજ પાસ તું પ્રસન્ન થયો છું મન.
હસી બોલી તે હેતથી સાભળ રૂડા રાજ,
કરો પટરાણી પ્રીતથી માગું એ "વર" આજ.
સભાસદો સહુ કોપીઆ સાભળી અઘટીત વાણ,
મારવા તેહને લાગતા ભુપ દઇ બોલ્યા મન.
પ્યારી પ્રજા સહુ સાંભળો છું હું ક્ષત્રી જાત,
આપ્યું વચન તે પાળવું તે ક્ષત્રીનું કાજ.
મારો નહી કોઇ તેહને ધાર્યું ધણીનું થાય,
બનવાનું બનતું જશે નહિ તેમા ઉપાય.
એમ કહી તે ગુણિકા મોકલી મહેલની માય,
ખાતાં પીતા ખેલતા આનંદમાં દીન જાય.

રાણી તેની પ્રથમની પ્રસવ તણા દીન જાય,
મારી તેને નાખવા કર્યો ગુણિકાએ ઉપાય
કપટ થકી બહુ નમ્ર થઇ થઇ રાણીની દાસ,
પળ અળગી થાએ નહિ રહેતી પાસની પાસ
ગર્ભ દીન પુરા થઇ પ્રસવ થયો જે વાર,
ગુણિકાએ ત્યાં દેખીઓ રૂપવંતો રાજકુમાર.
નેત્ર પાટા બાધીઆ રાણીને તે ઠામ,
બાળક લીધો સોડથી કરવા કાળું કામ.
બાળક નાખી ખાળમા ઉપર રેડ્યુ નીર,
ગયો તણાતો ત્યા થકી સુદર બાળક વીર.
મુકી બચ્ચું શ્વાનનું રાણી સોડ મોઝાર,
ખબર કહાવી રાયને કરતી ઢોગ અપાર.
વીપ્રીત હકીકત સાભળી રાયે ધારી રીસ,
બાળી નાખો મહેલને રાણી સહીત આ દીસ.
પ્રધાન આવતો રાયનો રાજસભા મોઝાર,
રાજા કેરા ખાળમા ભાળ્યુ ત્યા એક બાળ.
લેઇને તેને જતનથી સોપીને નીજ નાર,
આવ્યો રાજસભા વિષે કરતો મન વિચાર.
આવ્યો સભામા જેટલે સાભળી અઘટીત વાત,
શ્વાન તણું બાળક જણ્યુ રાણીએ સાક્ષાત
દીવાન દાનો બહુ હતો સમજ્યો સઘળો મર્મ,
એવું કદી બનતું નથી પણ એ ગુણિકા કર્મ.
કહુ રાજા માને નહી આવ્યુ બાળક હાથ,

બળતી બચાવું રાણીને આગળ ઉપર વાત.
છાનો સભાથી સંચર્યો બળતા મહેલની પાસ,
બારી કૂદી મહી પડયો છોડી જીવની આસ.
રાણી લાવ્યો બાળવી રાખી નિજ અવાસ,
સેવા શુભ નિતનિત કરે વણ ખરીદ્યો દાસ.
રાણી એક દીન બોલી ત્યા સાભળ મારા ભ્રાત,
રહેવું છે જઇ જંગલે ઋષિ વસે સાક્ષાત.
હુકમ શીર પર તે ધરી છોડી દઇ ઘરબાર,
પ્રધાન પોતે જઇ રહ્યો મહા જંગલ મોઝાર

"મહારાજા! હું સત્ય વદુ છુ કે; જેવી રીતે તે રાણીએ બાળકને બદલે કૂતરાનો જન્મ આપ્યો હતો, તેવીજ રીતે અમારાં પશુઓએ અન્ય પશુનો જન્મ આપ્યો છે. તેમાં અમે કેવી રીતે શિક્ષાને પાત્ર થઇ શકીએ તે કૃપા કરી સમજાવો."

"સુંદર સોદાગરો! તમોએ જે ત્રણ "ચ" નું વર્ણન કર્યું, તેવુ તો ફકત મારે હતું મારા શહેરનું નામ ચંપાનગરી, મારૂં નામ ચંપકસેન, અને મારી સ્વર્ગવાસી રાણીનું નામ ચંપાવતી હતું. તમોએ જે કૃતિમ હકીકત કહી, તે વાર્તા મને મારી સત્યરૂપ ભાસે છે. ત્યારે શું? તમોએ મને આવી રીતે ઉપદેશ તો નથી કર્યોને?" ચંપકસેને અધીરાઇથી પૂછ્યું.

" મહારાજ ! આપની કલ્પના કદાપિ સત્ય પણ હોય, પરંતુ આપે અમારી સાથે કરેલો કરાર તોડયો. અમારા આખ્યાનની મહી વગર પુછી વાત બોલ્યા. માટે આપ હવે જે શિક્ષા કરશો તે અમે સહન કરીશું. પણ અમારી વાર્તા ઇતિ સુધી તમોને કહીશું નહિ." વસંતસેને કહ્યું.

" બરાબર, તમારૂં કહેવું સત્ય છે. હું મારા દુઃખની લાગણીથી કરેલો કરાર વીસ્મૃત થઇ ગયો હતો, તેથીજ વચ્ચે ભુલથી બોલી ઉઠયો છું. પણ આપ કૃપા કરીને કહેશો કે પછી તે રાણી અને બાળકુમારનું શું થયું. પુનઃ હવે કરારનો ભંગ થશે નહિ."

" મહારાજ એકાગ્ર ચિત્તથી સાંભળશો."

( દોહરો ) ( ઉપરના અપુર્ણથી સંધાણ )

રાણી બાળક લેઇને ગઇ જંગલ મોઝાર,
સેવે ઋષિ પ્રેમથી હર્ષ ધરીને અપાર.
એક દીન મધરાત થઇ નીકળ્યો ઝેરી સાપ,
ડસાઓ રાણી પાયમા ઇશ્વર કોપ્યો આપ.
ઝેર ચડયું બહુ તન વિષે ઉપાય કીધા બહુ,
સતિ જપતાં પતિ નામને છોડી ચાલી સહુ,
બાળક રોતો માતને સંભારી બહુ પ્યાર,
દીવાને ધીર દેઇને ઉછેર્યો સુકુમાર.

બાળક એક દીન રાજવી મૃગયા રમવા જાય,
ચીસ સુણી અબળા તણી વહારે વેગે ધાય.
વિજાપુરની કુંવરી લત્તા નામ નીરવાણુ,
મારીને એક વ્યાઘ્રને બચાવ્યા તેના પ્રાણ.

શુરવીરતા ત્યા જોઇને મોહી મનમા નાર,
અરપી માળા કંઠથી વસંત કીધો ભરથાર.
પતીને રાખી બાગમા સતી ગઇ તાતની પાસ,
પાપી પિતા આવીને કરી અંતે નીરાસ.

શત્રુ સમજી જમાત્રને રાયે કીધો હુકમ,
નાખી દ્યો જઇ પહાડમા સાભળશો નહિ બુમ.

સેવક લેઇને સંચર્યા ચડીઆ ઉંચા પહાડ,
ફેંકી દીધો જોસથી તુટાયા ખુબ હાડ.
આવ્યો દાનવ હાથમા ફેકેલો કુમાર,
લઇ ચાલ્યા ઉમંગથી કરતા ખુબ વીચાર.
દેતાં દેવી ભોગમા મતા થાય પ્રસન્ન,
મહેનત મટસે આપણી મળશે ઇંદ્રાસન,
સાહ્યક જ્યાં કીરતાર ત્યા અવર થકી શું થાય,
વસંતને બચવા તણો મળી આવ્યો ઉપાય.
મારીને સહુ દાનવો વસંત યોગી થઇ,
રામપુરના રાજ્યમા ધર્મસભામાં જઇ.
જીત્યા પુરના પંડિતો કીધુ ભારે કામ,
હીરાની વીંટી તહીં એક મળી ઇનામ.

( ચોપાઇ )

આ વાત આટલેથી રહી પણે પ્રધાનની શી ગત થઇ.
નવ દીઠો ઝુંપડીમા બાળ પડી અતીશે પેટમા ફાળ.
પ્રધાન સમજ્યો મન મોઝાર વગ્યો કોઇએ રાજકુમાર.
શોધવા ચાલ્યો ઝડપથી પથ જોતો હીડે ધરીને ખંત,
મનમા ધરીને ખુબ ઉલ્લાસ આવ્યો રામપુરીની પાસ.
મનુષ્ય અગણિત પુરની બહાર પ્રધાન ઉભો જઇ તે હાર.
રાજહંસ થણી આવી તહી કળશ શીર પર ઢોળી ગઇ
ખુલ્યા તેના મોટા ભાગ્ય મળીયુ રામપુરીનુ રાજ્ય.
ધર્મ સભા તો તેણે કરી દીધી વગંતને વીટી ખરી
ઓળખી પોતે રાજકુમાર પામ્યો મનમા હર્ષ અપાર
ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો તહીં ચતુર યોગીજી રહો અહી.

( દોહરો. )

યોગી નથી ભોગી તમો સાભળ વહાલા વીર,
સાચું કહુ છું અહી અમો સાભળ ધરીને ધીર.
અથ-ઇતિ માડી કહ્યો ખરો બન્યો ઇતિહાસ,
રાજ્ય અપાવા તેહનુ ગર્ભે મન ઉલ્લાસ.
સુદર સોદાગર બન્યા પ્રધાન રાજકુમાર,
અવળા પશુને કેળવ્યા ગુપ્ત રીતે કોઇ હાર.
લઇને આવ્યા પુરમા અચરત પામ્યું ગામ,
કપટ જોઇ કોપ્યો બહુ રાજા તેણે ઠામ.
સભા મહી બોલાવીઆ પુછવા સઘળી વાત,
સોદાગર સાચું કહો નહી તો થાશે ઘાત.

રાજકુમાર તે રાયને કહે રાખી મર્મ,
રાજા હજુ ચેત્યો નથી કોનો અવળો ધર્મ. "

ચંપકસેન:—"બસ, વહાલા રાજકુમાર! હવે મારે તારૂં આખ્યાન સાંભળવું નથી. તારા અંતિમ શબ્દોથી મારી ખાત્રી થાય છે કે; તુંજ મારો કુળ દીપક, અને આ મારો દાનો પ્રધાન છે. તમોને ઈશ્વરના સોગન આપી કહું છું કે; તમો સત્ય કહો. મારૂં અનુમાન સત્ય છે કે નહિ?"

વસંતસેન:—"પિતાજી! ક્ષમા કરો, ક્ષમા કરો, હું આપનો અજ્ઞાન બાળક. અને આ મને જીવનદાન આપનાર આપનો નિમકહલાલ પ્રધાન છે."

એટલું સાંભળતાં ચંપકસેન આનંદ ઉદધીમાં ઉછળવા લાગ્યો. તે રાજસિંહાસન ઉપરથી ઊઠી વસંતસેનને તત્ક્ષણે ભેટી પડયો. પીતા-પુત્રની ઘણા વરસે અણધારી મુલાકાત થવાથી તે દીવસે આખા નગ્રમાં ઉજાણી આપી.

ચંપકસેન વૃદ્ધ થએલા હોવાથી પ્રજાની સમ્મતિથી એક દીવસ શુભ મુહુર્તમાં ભારે ધામધુમથી વસંતસેનને રાજ્યાભિષેક કરી પોતાના આત્મ કલ્યાણાર્થે હીમાલય પર્વતમાં યોગ સાધવા માટે ચાલ્યા ગયા.

રામસીહને વસંતસેને ઘણી વખત રામપુર જવાનું કહ્યું. પરંતુ પોતે સ્વામીભક્ત હોવાથી રામપુરમાં રાજ્ય ન કરતાં વસંતસેનની સંભાળ લેવા માટે ચંપકપુરીમાં રહ્યો.

## પ્રકરણ ૧૮

### સીંહના પંઝામાં સપડાયલી હરીણી



*　*　*　*

કુદરતના કાનુનથી સૂરજ આથમતં જગત્‌ને અપ્રિય એવી નીશાનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તેમ યુવાનીનો સૂર્યાસ્ત થતાં મનુષ્ય ઉપર દુ:ખનો રાજા વૃદ્ધાપો સ્વાર થાય છે. યુવાની વૃષ્ટિનાં વાદળાંની પેઠે તુરત અદૃષ્ય થનારી, નેવનાં પાણીની પેઠે ક્ષણમાં ચળીત થનારી, અને નદીના પુરની પેઠે તુરત નાશ પામનારી છે. એમ સમજી મુર્ખ-વીલાસી માણસો મોજ-શોખ અને પાપ કર્મમાં ગુલત ન થાય છે. ત્યારે સત્‌પુરૂષો અને સન્નારીઓ બદીના રાહમાં ભટકતા મુપ ફરોને નીતિની સડક ઉપર ચડાવે છે.

*　*　*　*

રંભા પણ જેના રૂપથી લજ્જીત બને, તેવી લત્તાની સાથે આજે ખોડુભાને પ્રથમ પ્રેમ પ્રસંગ હોવાથી તેણે વિલાસભુવનને ભપકાદાર લાઇટથી શણગાર્યું. એક ઘડી રાત્રિ વ્યતિત થતાં ખોડુભા સુંદર પોશાકમાં સજ્જ થઇ વિલાસભુવનમાં લત્તાવાળા દીવાનખાનામાં આવી પહોંચ્યો. તેણે લત્તાને પોતાની

સમૃદ્ધિ બતાવવા સારૂ ઉત્તમ હીરાના અલંકારો ધારણ કર્યા હતા. તેથી કુલટા કામીનીઓ તેની કપટમય ક્રિયામાં ફસાય તેમ હતું. જ્યારે લત્તા તેને ભયંકર યમદૂત જેવો દેખવા લાગી. અથવા જાણે બળતો જ્વાળામુખી પહાડ હોય; તેમ તેને દેખી તેનાથી દૂર નાસવા લાગી. તેથી કામાતુર ખોડુભા તેને વિનય વચનથી સમજાવવા લાગ્યો:—

"પ્રિય, મનોરમા! તારા ઉપર ઇશ્વરની અનુપમ કૃપા થવાથી આજે તને મારો મેળાપ થયો છે. સુંદરી! તારા સંકટના દીવસો આજથી ગંગા નદીના પ્રવાહમાં તણાઇ ગયા છે. મારી એકસોઆઠ રાણીઓ આજથી તારી કીકરી તુલ્ય છે. તને હું સદાને માટે મારી પટરાણીની પદવીથી દીપાવીશ. તેથી આ મારી સર્વ સમૃદ્ધીની માલીક તું એકલીજ થશે. માટે આવ, મારી વહાલી મનોરમા આવ. અને નીડર બની મારી સાથે બેસી, પ્રેમથી હસી-હસાવી, આ તારા ભોગી ભ્રમરાને તારા પ્રેમ રસથી ભીંજાવ."

લત્તાએ પ્રતિઉત્તરમાં જણાવ્યું, "રાજેન્દ્ર! આપ રાજા હોવાથી સકળ પ્રજાના પિતાછો. હું આપના રાજ્યની એક ગરીબ બાળા છું. પિતાથી પુત્રીની સામે કદી કુદ્રષ્ટી થઇ શકે નહિ. નૃપતિ! આપને ઇશ્વરે પ્રજાનું રક્ષણ કરવા માટે મોકલ્યા છે. આપ રક્ષણને બદલે ભક્ષણ કરશો તો;

કદી પણ ન્યાયી ઇશ્વર તે ભયંકર ગુનાની સજા માફ કરશે નહિં" ગરીબ બિચારી લત્તા ઇશ્વરનો ડર બતાવતાં બોલી. પરંતુ તેના શબ્દો હવા સાથે મળી આકાશમાં ગેબ થઇ ગયા.

"સુંદરી ! બસકર. મારે તારી પંડીતાઇની જરૂર નથી. હું ભગવત ગીતા સારી રીતે ભણેલો છું. તેમાં એકવીસમા અધ્યાયના એકાશીમા સ્લોકમાં કૃષ્ણ ભગવાને અર્જુનને ઉપદેશ આપતાં કહ્યુછે કે; રાજા પૃથ્વીનો માલીક હોવાથી તેને પૃથ્વીની ભીતર અને બહાર ઉપ્તન્ન થતા સર્વ પદાર્થ ભોગવવાનો સંપૂર્ણ હક્ક છે. વળી પચાંણુંમા સ્લોકમાં કહેછે કે; ગરીબ અને રખડતી નીરાધાર પ્રજાને ઉન્નતિના માર્ગમાં દોરવી; એ રાજાનો મુખ્ય અને સર્વથી શ્રેષ્ટ ધર્મ છે. તેથી હુ તે મહદ્ ભગવત્ વાક્યને અનુસરી તને ગરીબ જાણી એકદમ ઉન્નતિના શીખરે ચડાવુ છું, તેમાં મને તારી મરજીની જરા પણ દરકાર નથી. તારે મારી વૃતિઓને આધીન થવુંજ પડશે." મૂર્ખ ખોડુભા, જેને ભગવત ગીતાનુ જરા પણ ભાન ન હોવાથી એકવીસમા અધ્યાયનો ખોટો તર્ક બાંધી ભગવાનને નામે લત્તાને સમજાવવા પ્રયત્ન કરવા માંડયો.

"રાજાજી ! માફ કરો. ભગવત ગીતામાં ફકત અઢાર અધ્યાય છે, તો એકવીસમો અધ્યાય તમો કયાં-કયા ગુરૂની પાસે ભણ્યા ?" લત્તા તેનું ધૂર્તપણું સમજી જવાથી તેના

કપટનો સ્ફોટ કર્યો.

આ સાંભળી ખોડુભા દીંગ્મૂઢ બન્યો. તેણે જાણ્યું કે; આતો મારા માથાની મળી દેખાય છે. માટે તેની સાથે સંવાદ કરતાં તેને જીતવાની મુદ્દલ આશા નથી. તેની સાથે બળાત્કાર શીવાય કામ પાર પાડવું સહેલ નથી. તેમ સમજી ગુસ્સે થઇ બોલ્યો:– "ગર્વિષ્ટ લત્તા, જો સાંભળ. આ સામેના ઘટીકાયંત્રમાં જો. હું તને વીચાર કરવા માટે પાંચ મીનીટનો પુરતો સમય આપું છું. તેટલા સમયમાં તુ તારૂં હીત વિચારી મારી મનોવૃતિ શાંન્ત કર. નહિતો હું તને બળાત્કારથી મારી પર્યંક ભાગિની બનાવીશ. અને તેથી તું પટરાણીપદનો લાભ ગુમાવીશ. સુખને લાત મારી દુ:ખને આમંત્રણ આપનારી મૂર્ખ શીરોમણી જરા ભવિષ્યને વીચાર કર લત્તા બીલકુલ નીડરતાથી અડગ્ રીતે જ્યાં હતી ત્યાંજ ઉભી રહી. અને ગંભીર વાણીથી કહેવા લાગી:—

"રાજેન્દ્ર ! હાલ આપ ઉભા છો ત્યાંજ સ્થીર રહેજો. ત્યાંથી એક પગલું પણ મારા તરફ લંબાવશો, તો હું તત્ક્ષણે આ પીશાચાલયમાંથી પાછળની સરીતામાં પડતુ મૂકી મારા અમુલ્ય શીયળ રત્નનું જતન કરીશ. જેથી આપ પુનઃ ભવિષ્યમાં મને કદી જોઈ શકશો નહિ. મને પ્રાણની પરવા નથી, જગત્માં જન્મ થતાં દરેક પ્રાણી માત્રનું મૃત્યુ

ઇશ્વર નીર્માણ કરે છે. માટે એકવાર જરૂર દરેક વ્યક્તિને મૃત્યુની આધીનતા સ્વીકારવી પડે છે. ત્યારે હું મૃત્યુના ખોટા ભયથી બીહીને મારૂં અમુલ્ય શીયળ રત્ન શાને માટે લુંટાવું? મોત એ દુઃખીનો દોસ્ત છે. મૃત્યુની મીઠી ગોદમાં છુપાનારો માણસ સદા નીડર હોય છે, કારણકે તેને જાલીમ રાજાઓનો જુલમ સહન કરવો પડતો નથી. અરે! કામાંધ પીશાચ, તારી દ્રષ્ટી સૌન્દર્ય જવાળાઓથી દગ્ધ થઇ ગએલી હોવાથી તું ઇશ્વરને જોઇ શકતો નથી. સતીનું સંરક્ષણ કરવાને ઇશ્વર અહોનીશ તેની સમીપ રહેલો હોય છે. રાવણ જેવો દુષ્ટ દાનવ તેના અસંખ્ય સૈન્ય સાથે સતીના પ્રભાવ પાસે હતાશ થઇ ગયો હતો. ત્યારે તારા જેવા તુચ્છ મગતરાથી સતીને શું થનાર છે?"

ખોડુભા લત્તાના નિશ્ચયથી ગભરાયો તેણે મનમાં વિચાર કર્યો કે: જો કદાપી તે આત્મહત્યા કરશે તો મારી તમામ મહેનત વ્યર્થ જશે. માટે સાહસ ન કરતાં તેને યુક્તિથી સમજાવવાનો પ્રયત્ન કરૂં. તે જીવતી રહેશે તો મને કોઇપણ દીવસ તેના યૌવનનો લાભ મળશે. તેમ ધારી તેણે પોતાની પાંચ સાત રાણીઓને બોલાવી તેમને ભય બતાવીને કહ્યું કે–"આ લત્તાને એક માસની અંદર સમજાવીને ગમે તે ઉપાય અજમાવીને તે મને ચાહે તેમ કરો. તેમ કરવામાં કસુર થશે તો તમને ઘાણીમાં ઘાલી મોતની શિક્ષા કરીશ." એમ કહી તે નીરાશ

થઈ ચાલ્યો ગયો. આપણામાં કહેવત છે કે, "નબળો માટી રાંડ ઉપર શૂરો" અથવા "પખાલીને દુઃખે પાડાને ડામ" તે આનુંજ નામ.

તે સર્વે રાણીઓ ખોડુભાનાં ક્રોધીત વચનો શ્રવણ કરતાં ભયભીત થઇ ગઇ, તેથી લત્તાને વીનયથી સમજાવવા પ્રયત્ન કરવા લાગી.

"બહેન ! આમ્ર વૃક્ષ સર્વ ઋતુમાં કષ્ટ સહન કરીને પોતે મીઠી સ્વાદીષ્ટ કેરીઓ ઉત્પન્ન કરે છે. પરંતુ તેના તેને કઇ ઉપયોગ નથી. તે ફળના ભોકતા તેના રક્ષકો હોય છે. તેમ સ્ત્રીઓનું સૌન્દર્ય પોતાને માટે નથી, તે તો જગત્‌માં તેના રક્ષક પુરૂષોને માટે નીર્માણ થએલું છે. એ તારા જેવી શાણીને સમજાવવું પડે તેમ નથી" એક સ્ત્રીએ લત્તાને ઉપદેશ કરતાં કહ્યું.

વળી આધુનીક કવિઓ શું કહે છે, તે સાંભળ. 'સમયાધીન થઇ ઝેર હળાહળ પીવું અમૃત ગણી.' કેમ, સમજી બહેન? બીજીએ બહાદુરી બતાવી.

"મહાન સતી ભક્તાણી તોરલ, ખુન જેવાં નીચ કર્મ કરનાર જેસલ જેવા ભયંકર લુટારા સાથે ચાલી નીકળ્યાં હતાં, શું ! તેઓને ધર્મનું જ્ઞાન નહોતું ?" ત્રીજી રાણીએ ટાપસી પુરી.

"પાંચ પતિની પત્ની દ્રોપદીને દુનિયા સતી કહે છે, તો તમને બે પતિ કરવામાં શું બાધ હતો?" ચોથીએ ચાલાકીથી સવાલ કર્યો.

"બ્હેનો! તમારી શીખામણ તમોને મુબારક રહો. મને તેની જરૂર નથી. મને શીયળ કેમ સાચવવું; તેની કળાની જરૂર છે." લત્તાએ ખુલાસો કર્યો.

"પાપ અને પુન્ય, સ્વર્ગ અને નર્ક, એ સ્વાર્થી પુરૂષોએ સ્ત્રીઓને પોતાની ગુલામડીઓ બનાવવા માટે ધર્મને નામે પુસ્તકોમાં ઠોકી બેસાડયું છે. બાકી તેમાંનું કઇજ નથી. ત્યાં જઇ કોણ જોઇ આવ્યું છે." છઠી છટકેલીએ કહ્યું.

લત્તાએ પ્રતિઉત્તરમાં જણાવ્યું, "બ્હેનો! તમે મને કહેશો કે; હાલમા આ ફાની દુનિયા ઉપર કેટલી કુલટા કામીનીઓની ખ્યાતિ સંભળાય છે? એકની પણ નહિ, જ્યારે સેકડો પ્રાચીન પતિવૃતા સ્ત્રીઓ અત્યારે દેવી તરીકે પુંજાય છે. મનુષ્ય અમર નથી, પણ તેની સદ્કીર્તિ એજ તેનું અમરપણુ છે. પ્રાચીન સતીઓ આજે સ્વર્ગમાં બીરાજતી હોવા છતા આપણે તેના સદ્ગુણોનું ગાન કરીએ છીએ. તે તેમના પતિવૃતના પ્રભાવથી જ. તેમ કદાપિ મારો દેહ તમારો રાજા નાશ કરશે, તો મારી સદ્કીર્તિ મારા નામને અમરપણું આપશે, તે કઇ ઓછું સદ્ભાગ્ય નથી." લત્તાએ છેવટનો

નિશ્ચય જણાવ્યો.

"સત્ય છે, સત્ય છે," સર્વ સ્ત્રીઓ એકી અવાજે બોલી.

"પરંતુ હમો પણ તારી પેઠે પતિવ્રતા થઇએ તો ખાઇએ શું ?" એક સ્ત્રીએ પુછયું.

"અજગર કરે ન ચાકરી–પંખી કરે ન કામ.
દાસ મલુકા યું કહે–સબકા દાતા રામ."

લત્તાએ કહ્યું. "કીડીને કણ અને હાથીને મણ, એમ સર્વને ઇશ્વરની કૃપાથીજ મળે છે"

"બહેન લત્તા ! તમો તમારી રાજી ખુશીથી નહિ, પરંતુ આ સર્વ સ્ત્રીઓને એક માસ પછી મૃત્યુના મુખમાંથી બચાવવાને માટે તમો રાજાની મરજીને આધીન થાવ નહિતો તે અમોને એક માસ પછી જરૂર રીબાવીને મારી નાખશે, તેથી તમોને આઠ સ્ત્રી હત્યાનું પાપ લાગશે" પટરાણીએ પગે પડતાં લત્તાને પાપનો ડર બતાવીને કહ્યું

"બહેનો ! હું ધારૂં છું કે, તમોને ભર્તૃહરીની પેઠે જરૂર અમરફળ મળેલુ હશે ?" લત્તાએ યુક્તિથી સવાલ કર્યો.

"કેવી ગાંડી ! બહેન ! અમો ભર્તૃહરીની પેઠે મહાત્મા નથી." પટરાણીએ કહ્યું.

"ત્યારે શું તમોને પણ મૃત્યુ આવવાનું છે ? નાના,

હું નથી ધારતી કે તમોને મોત કદી પણ આવવાનું હોય." લત્તાએ પુનઃ યુક્તિથી પૂછ્યું.

"અરે દીવાની છોકરી, તું એટલું પણ નથી સમજતી કે, જગત્‌માં જેનો જન્મ થાય છે, તેનું મૃત્યુ પણ અવસ્ય થાયછેજ. 'નામ તેનો નાશ' એ આપણી પુરાતન કેહવત પ્રસિદ્ધ છે." સર્વ સ્ત્રીઓએ જણાવ્યું

લત્તા આશ્ચર્ય પામી હોય તેમ તેણે કહ્યું:- "ત્યારે હું ધારૂં છું કે, તમોને આ જીંદગીમાં મોત બે ચાર વખત આવવાનુ હશે. કેમ, નહિ વારૂ બહેન."

"વાહરે વાહ! કેવી અજ્ઞાન, વાતો મોટાં શાસ્ત્રોની કરે છે, ને એટલું પણ જાણુતી નથી કે, મૃત્યુ તો સર્વને એકજ વખત હોય, તે તો કોઇને બે વખત આવે નહિ. પછી ભલે, તે રાય હોય કે રંક." પટરાણીએ ખુલાસો કર્યો.

"વહાલી બેનો, જ્યારે આપ સમજો છો કે, મૃત્યુ સર્વને માટે નીર્માણ થએલું છે. અને તેના અણદીઠ પંઝામાં અંદર જવાનું છે, ત્યારે આપે આવું નીંદીત કાર્ય કરી જીવન કેમ ચલાવ્યું છે?" લત્તાએ પૂછ્યું.

આ સાંભળતાં સર્વ સ્ત્રીઓ પોતાનુ કર્તવ્ય સમજી અત્યંત હેવી અંશ ધારી તેનાં ચર્ણોમાં નમી પડી. પોતાનાં

કૃત્યો માટે પસ્તાઈ તેની ક્ષમાની યાચના કરી સર્વને યોગ્ય માર્ગ દર્શાવવા વીનંતિ કરી.

લતા:– " બહેનો ! જે થયું, તેને માટે વ્યર્થ સોચ કરવો નીરૂપયોગી છે. આપને હવેની જીંદગી પવિત્રતાથી ગુજારવી હોય, તો ફક્ત એક ઉપાય છે. હું એક પત્ર લખી આપુ, તે પત્ર લઈને એક સખી મારા પિતા વિજયસેન પાસે વીજાપુરમાં જાવ. તે આપણી મદદ કરી આપણને યોગ્ય ઉપાયથી આ પાપાલયમાંથી મુકત કરશે એ નીઃસંદેહ છે. "

આવું સાંભળી એક હીંમતવાન સ્ત્રી તે પત્ર લેઈને વીજાપુર જવાને તૈયાર થઈ. તેણે પુરૂષનો પોશાક ધારણ કર્યો. અને લત્તાએ લખી આપેલો ખાનગી પત્ર લેઈને તેણે વીજાપુર ભણી પ્રયાણ કર્યું.







## પ્રકરણ ૧૯

### નસીબ બે ડગલાં આગળનું આગળ



**મ**હાત્મા કબીરદાસે કહ્યું છે કે-તેરે મનમેં ઔર હે રઘુવર કે મન ઔર, તે સત્ય છે. ધાર્યું ધણીનું થાય છે, અને માનવીના મીથ્યા પ્રપંચો પલકમાં ધુળમાં રોળાઇ જાય છે. ઇશ્વરની અદ્‌ભુત લીલાથી મનુષ્યના ઉપર ફરતુ સુખ-દુઃખનું વાદળ ભેદી શકવાને મહાન શૂરવીરો સમર્થ થયા નથી, તો આપણી પરીચીત આ નવલકથાની નાયીકા લત્તાકુમારી પોતાના ઉપર ફરતું વિપત્તિનું વાદળ કેમ વીખેરી શકે ? લત્તા પોતાના પિતા ઉપર પત્ર લખ્યા પછી તે ધારતી હતી કે; હવે તેનાં નસીબનાં નખરાં અદૃષ્ય થયાં છે, પરંતુ તેમાં તે કીસ્મતની કરામતથી ઠગાઇ. જે સ્ત્રી પત્ર લેઇને વીજાપુર જતી હતી, તે હર્ષ ઘેલી બની જવાથી પોતાનું ભાન વીલાસભુવનમાં મુકીને ચાલતી હતી. તેથી અંધેરીપુરીના દરવાજા બહાર નીકળતાં લત્તાનો કાગળ માર્ગમાં પડી ગયો, તેનું તેને સ્મરણ રહ્યું નહિ. તેની પાસેથી

તે પત્ર પડી જતો દૂર બેઠેલા બે ઠગોએ જોયો. અને તે પત્રને તેમણે ચલણી નોટ ધારી તુરત ઉપાડી લીધો. તે પત્રને ઉકેલીને વાંચી જોતાં અંદરની બીનાથી વાકેફ થતાં તેગના હર્ષનો પાર રહયો નહિ. તેમને તે પત્ર કલ્પવૃક્ષ જેટલો પ્રિય લાગ્યો. પછી લત્તાને ફસાવા માટે તેમણે પોતાના સ્વાંગનો આરંભ કર્યો. બન્ને ઠગ વૃદ્ધ જોસી બની માથે મોટી પાઘડીઓ મેલી અંદર ટીપણું ખોસી ખોડુભા પાસે જઇ આશીર્વાદ દઇ ઉભા રહ્યા. એટલે ખોડુભ એ મશ્કરી કરવાના હેતુથી પોતાનો હસ્ત બતાવી ભવિષ્ય સૂચન કરવા કહ્યું. તેઓ હાથ જોઇ આંખો મીચી થોડીવાર વીચાર કરી બોલ્યા–" મહારાજ ! આપનો ચંદ્ર બારમા ભુવનમાં હોવાથી ઘણુ ઉચ્ચ ફળ આપે તેમ છે. પરંતુ તેમા રાહુની નીચ દ્રષ્ટી પડવાથી તે ચંદ્ર જોઇએ તેવું સારૂં ફળ આપે નહિ. તેથી તેનો સાર એવો આવે છે કે; તમારા હાથમાં હાલમાં કોઇ સુંદર સ્ત્રી આવેલી હોવી જોઇએ, પરંતુ તે સ્ત્રીને ભૂતનો વળગાડ હોવાથી તે રમણીથી આપની આશા પૂર્ણ થાય નહિ અર્થાત તે ભૂતની પ્રબળતાથી આપની આજ્ઞાનું ઉલંઘન કરે. મહારાજ, અમારૂં ભવિષ્ય કથન સત્ય ના હોયતો અમારી જનોઇને ઠેકાણે છાતીએ ડામ દેવા તૈયાર છીએ." ઠગદાસે ઠીક દમ ભરાવીને કહ્યું.

ખોડુભા ઠગની પ્રપંચ જાળમાં પૂરો સપડાયો. તે

વેષધારી બ્રાહ્મણોને પગે લાગ્યો. તેણે ઠગ મહારાજની વાત સાચી માની, તેનો ઉપાય પૂછયો. કપટી બ્રાહ્મણોએ તેને (લત્તાને) જોઇ ભૂત કાઢી આપવાનું વચન આપ્યું. એટલે તે બન્ને દાભિકને સીપાઇ સાથે લત્તાની પાસે મોકલી દીધા. ઠગોનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થયું. તેઓ વૃદ્ધ બ્રાહ્મણના રૂપમાં હોવાથી લત્તાએ તેમને આદરપૂર્વક આસન આપીને બેસાડયા. ઠગોએ સાચવીને કોઇ ન જાણે તેમ લત્તાના હાથમાં એક પત્ર આપીને પોતાના મુકામ તરફ વીદાય થયા. પછી લત્તાએ એકાંતમાં તે પત્ર ઉઘાડીને વાંચવા માંડયો. તેનો સાર નીચે મુજબ હતો.

"બ્હેન લત્તા! હમો વીજાપુરથી તારા પીતાની આજ્ઞાથી તારી ભાળ લેવાને ગુપ્ત રીતે આવ્યા છીએ. આજરાત્રે મહેલની બારી પાછળ નદીમાં નૌકા લેઇને હમો આવીશું. માટે તમો પલંગની પાટી બારીએ બાંધી તેની મદદથી હેઠે આવીને તુરત મળજો. તમારા પીતાએ તમોને ખરા અંતઃકરણથી માફી આપી છે. માટે તમો કિંચીત્ ભય ન ધારતાં આ વાત ગુપ્ત રાખી તમો એકલાં હમોને આવી મળવા ભુલતાં નહિ. એજ. લી. તમારા વિશ્વાસુ આજ્ઞાંકીત સેવકો. અ. લ. ઇ. ઉ."

લત્તા આ કાગળ વાંચી ઘણી પ્રફુલીત થઇ. તેને

પોતાની હથેળીમાં સુવર્ણનો સૂર્ય જણાવા લાગ્યો. તે વખતે તેણે શુદ્ધ અંતઃકરણથી ઇશ્વરનો આભાર માન્યો. બરાબર નવ વાગતાં તેને નદીમાં કોઇ વસ્તુનો આભાસ જણાવા લાગ્યો. તેથી તેણે પલંગની પાટી બારીએ બાંધી કોઇ ન જાણે તેમ સાચવીને પાછળથી હેઠે ઉતરી પડી. તુરત નૌકા કીનારા પર આવી. લત્તા જેવી તેમાં બેસવા જાય છે; તેવી તેને છીંકો આવવા લાગી, જમણું નેત્ર ફરકી અશુભ શુકનો જણાવા લાગ્યા, શીયાળવાંએ રૂદન ચાલુ કર્યું, આવા ઘણા અપશુકનો થયા છતાં તેને તૃણવત લેખી લત્તા નૌકામાં દાખલ થઇ. એટલે નૌકા ત્વરિત ગતીથી આગળ માર્ગ કાપવા લાગી. થોડીવાર પવન સાનુકુળ રહ્યો. પણ પછીથી મેઘનાં વાદળાં ચડી આવ્યાં. વિદ્યુતના ચમકારા સાથે પુષ્કળ મેઘ ધ્વનિ થવા લાગ્યો. તેથી પવને ભયકર રૂપ ધારણ કર્યું. હોડી આમથી તેમ ડોલવા લાગી. સઢ પવનના એક ઝપાટાથી ચરરર કરતા ચીરાઇ ગયા. મેઘરાજાએ પ્રથમ પોતાનું આવાગમન સૂક્ષ્મ બિંદુઓથી જાહેર કરી એકદમ કરાની પેઠે મોટે ફોરે પડવા લાગ્યા. બે ત્રણ કલાકના ટુંક સમયમાં મેઘરાજાએ પુષ્કળ કૃપા દર્શાવી સર્વ ભુમી જળમય બનાવી દીધી. નદીમાં પુરની ભરતી થવાથી સરીતાની પીઠ ઉપર નૌકા નૃત્ય કરવા લાગી. અને પુરમાં તણાતી હોડી સઢ વગર આગળ ચાલવા લાગી. થોડે દૂર આગળ વધ્યા

પછી નદીના ભમરના વમળમાં સપડાવાથી ચક્કર ચક્કર ફરી નૌકા ઊંચી વળી ભાગી ગઇ. અને ઠગદાસોને તેમના કુકર્મોનો બદલો આપવા પોતાના તળીએ છુપાવી દઇ તેમના આત્માને પરલોકના પંથમાં વળાવી દીધા. લત્તાના સદ્‌ભાગ્યથી તેના હાથમાં ભાગેલી નૌકાના કાષ્ટનો એક ટુકડો આવતાં તેને બેભાન અવસ્થામાં પણ ઝાલી રાખ્યો. સરીતા પોતાના પ્રવાહમાં એક પવીત્ર બાળાને સબ તુલ્ય જોઇ જાણે તેના ઉપર દયા લાવી હોય તેમ પોતાના પ્રવાહની ગતીને મંદ કરીને ચાલવા લાગી.

પ્રભાત થવાની તૈયારીઓ થઇ ચુકી હતી. ઇંદ્ર દેવે ભાનુદેવની પધરામણી કરવા માટે પૂર્વ દીશામાં જાતજાતના રંગના સાથરા આકાશમાં પાથરી દીધા. યુવાન યુવતીઓ પતી સોડમાંથી છુટી થઇ સાસુજીના હુકમને માન્ય કરતી ગૃહ કાર્યમાં ગુંથાવા લાગી. જંગલી ભીલો તાડી ભેગી કરવાને જંગલમાં જતા હતા. તેમણે લત્તાનુ ચેતનહીન શરીર સરીતામાં તણાતું દેખ્યું. એક વૃદ્ધ ભીલની આજ્ઞાથી તેનો સાથી નદીમાં પડયો. અને તરતો તરતો નદીમાં જઇ લત્તાના કેશ પકડી બહાર કાઢી લાવ્યો. એટલે તે વૃદ્ધ ભીલે તેની નાડી જોઇ તેને જીવતી જાણી તેને શુદ્ધિમાં લાવવા માટે ઉપાય અજમાવવા લાગ્યો. પ્રથમ તેને ઉંધે મસ્તકે ઉંચી

કરી પીવાઇ ગએલું પાણી પેટમાંથી બહાર કાઢી નાંખ્યું. પછી તેને પોતાની ઝુંપડીમાં લઇ જઇ ગરમ વસ્ત્રો વીંટાળી દઇ તેની પાસે બેઠો. થોડીવારમાં લત્તાએ ધીરેથી આંખ ઉઘાડી આસપાસ દ્રષ્ટી કરવા લાગી. તેથી સર્વ ભીલોને પોતાની મહેનત સફળ થએલી જણાવાથી હર્ષ થવા લાગ્યો. લત્તાને બે ત્રણ કલાક વીત્યા પછી પુરૂં ચેતન આવ્યું. તે ઉઠી બેઠી થઇ. પોતાનો જીવ બચાવનાર સર્વ ભીલોનો ઉપકાર માનવા લાગી. તેથી વૃદ્ધ ભીલ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો:—

"બેટી, એમાં તારે ઉપકાર કોનો માનવાનો છે. અમોએ માત્ર અમારી ફરજ બજાવી છે. પોતાની શક્તિ અનુસાર પરોપકાર કરવો જોઇએ. જે મનુષ્ય પરોપકાર કરતો નથી, તે પશુ કરતાં પણ અધમ ગણાય છે."

વૃદ્ધ ભીલની મીઠી વાણી લત્તાને અધીક પ્રિય લાગવાથી તેને પીતા તુલ્ય માની પોતાના દુ:ખની સવીસ્તર હકીકત કહી સંભળાવી, જેથી તે દયાળુ ભીલનાં ચક્ષુઓમાંથી અશ્રુ પડવા લાગ્યાં. થોડો સમય વીચાર કરી તે લત્તાને પોતાના નીવાસ સ્થાનમાં તેડી ગયો. જ્યાં તેનું પુત્રી માફક પાલન કરવા લાગ્યો.

આ વૃદ્ધ ભીલને ત્રણ દીકરા હતા. તે વૃદ્ધ ભીલ અગ્નિ સમાન પવીત્ર હતો, ત્યારે તે કુપુત્રો કુળમાં કોલસા

સમાન કલંક રૂપે હતા. પ્રપંચ અને જુલમનો ઈજારો કુદ્રત પાસેથી તેમને બક્ષીસ મળ્યો હતો.

એક દીવસ પ્રમોદ; જે વૃદ્ધ ભીલનો નાનો છોકરો હતો, તેણે સમય જોઇ એકાંતમાં લત્તાને કહ્યું:-" પ્રિય લત્તા ! આપણે ઉભય ભર યુવાનીના વીશાળ પ્રદેશમાં સહેલ કરીએ છીએ. તેથી હું ધારૂં છું કે આપણે બન્ને જણે લગ્નની પવીત્ર ગ્રંથીથી જોડાવું જોઇએ. તમો મારા વીચારથી વીરૂદ્ધ નહીજ થશો એમ હું ખાત્રી પૂર્વક માનું છું."

લત્તા પ્રમોદની અયોગ્ય માગણીથી ગભરાઇ ગઇ. પણ તે સમય સુચકતા વાપરી બોલી–' ભાઇ પ્રમોદ ! ઉતાવળે આંબા પાકશે નહિ, હું થોડા દીવસમાં તમારી માગણીનો ઉત્તર વીચાર કરીને તમોને કહીશ." પ્રમોદ ઝાઝી ખેંચતાણમાં સાર ન જોવાથી ચાલ્યો ગયો.

પ્રમોદના મોટા બંધુનુ નામ જોરાવરસીંહ હતું. તેણે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેણે લત્તાને મીષ્ટ વચનોથી લલચાવી પોતાની પાપી વાસના જાહેર કરી. લત્તાએ તેને પણ પ્રમોદવા જેવું આસ્વાસન આપી વીદાય કર્યો,

સર્વથી મોટા ભાઇનું નામ કલોજી હતું. તેણે લત્તાને કહ્યું:–" લત્તા ! આપણાં લગ્ન કરવા માટે તારો વીચાર કેવો છે તે મારે જાણવું જોઇએ. તું ખુશીથી હા કહેશે તો ઠીક;

નહીતો બળાત્કારથી તને હું મારા કબજામાં લીધા શીવાય રહેનાર નથી. ભાગ્યની પ્રબળતાથી અનાયાસે પ્રાપ્ત થયેલો અલભ્ય લાભ ગુમાવવાની નાદાની તું શાણી હોવાથી નહીજ કરે એમ હું નિશ્ચય પૂર્વક માનું છું. ”

લત્તાએ આવાં કષ્ટો સહન કરેલાં હોવાથી ધૈર્ય ન ગુમાવતાં યુક્તિથી કામ કરવા આરંભ કર્યો. કૃત્રિમ પ્યાર બતાવવા ખાતર કેટલાંક રીસામણાં મનામણાં કર્યા પછી ત્રીજે દીવસે શાસ્ત્ર વીધીથી લગ્ન કરવાનું કહી તે પોતાની પર્ણકુટીમાં ચાલી ગઇ

દીવસના કાર્યથી નીવૃત થતાં રાત્રે જ્યારે તે વૃદ્ધ ભીલ આવ્યો, ત્યારે એકાંતમાં લત્તાએ રોઇ પડી તેને પ્રમોદ, જોરાવર, અને કલ્લાજીથી જે દુઃખ ઉત્પન્ન થયું હતું, તે કહી સંભળાવ્યું. આ ડોસો નીચ જાતીમાં જન્મ પામવા છતાં તેનું અંતઃકરણ પવિત્ર હતું. તેનું હૃદય દુઃખના ઉભરાથી ભરાઇ ગયું. અને પોતાને આવા કુપુત્રો ના હોય તો ઠીક; એમ તે માનવા લાગ્યો. તેણે કેટલોક સમય વીચાર કરી પોતાના વઠેલ દીકરાઓને શુદ્ધિમાં લાવવા તેમનો ઘાટ ઘડવાની એક યુક્તિ લત્તાને ધીરજ દઇ બતાવી નિશ્ચિંત મને નીંદ્રાધીન થયો.

લત્તા વૃદ્ધ ભીલની યુક્તિ અનુસાર બીજે દીવસે આનંદથી ઉઠી પ્રાતઃકાળે પ્રમોદની ઝુપડીમાં ગઇ અને તેને રાત્રે આઠ વાગતાં જોરાવરસીંહને રાત્રે નવ વાગતાં અને કલ્લોજીને રાત્રે

દસ વાગતાં પોતાને ત્યાં આવવા કહ્યું.

રાત્રી થતાં આઠ વાગતાં પ્રમોદ લત્તાની પાસે આવી પહોંચ્યો. લત્તાએ તેને ઘણાજ હાવભાવથી બેસાર્યો. ખાન પાન આપી પાપીને સંતુષ્ટ કર્યો. કલાક એક જતો રહ્યો, તેનું તે મૂર્ખને જરા પણ ભાન રહ્યું નહિ. તેટલામાં નવનો સાથે વાયદો સાચવનાર મોહાંન્ધ જોરાવરસીંહે બારણું ખખડાવ્યું. પ્રમોદ તેનો સાદ સાંભળી ગભરાવા લાગ્યો. તે ભયથી ધ્રૂજતો લત્તાના ચર્ણમાં નમી પડી પોતાને કોઇ સ્થળે છુપાવી દેવાને વીનવણી કરવા લાગ્યો. લત્તાએ પ્રથમથી યુક્તિ વાપરી તેને ઝુંપડીમાં સંતાવા જેવું કાંઇ સાધન રાખ્યું નહોતું તેથી તેને એક જગ્યાએ બેસાડી પોતાનું વસ્ત્ર તેને ચારે તરફ વીંટી માથે દીવી મૂકી ઝુંપડીનું દ્વાર ઉઘાડી જોરાવરસીંહને અંદર માન સહીત દાખલ કર્યો. તેને બેસવાને થોડો સમય વ્યતિત થતાં કલાજી આવી પહોંચ્યો. શાર્દુલનો સાદ સાંભળી બકરીની જેવી સ્થિતિ થાય તેવીજ ગતી જોરાવરસીંહની થઇ. તેણે લત્તાની પાસે સંતાડવાની વીનવણી કરતાં લત્તાએ તેને એક સ્થળે ઝુંપડીમાં સુવાડી ઉપર સફેદ વસ્ત્ર લપેટી છાતી ઉપર પાણીનાં ભરેલાં બે બેઢાં મુકયાં. જોયું પાપી વાસનાનું પરીણામ.

જોરાવરસીંહને તેના કુકૃત્યની શિક્ષા કરી કલાજીને લાવીને ઘણાજ માન સહિત અંદર બેસાડયો. તેટલામાં

કલાજીને બૂમો પાડતો ડોસો તેનો બાપ–વૃદ્ધ ભીલ ઝુંપડી તરફ આવતો જણાયો. બસ ! થઇ ચુક્યું. કલાજીના રામ રમી ગયા. તે ક્ષણમાં સીંહનો શીયાળ બની ગયો. તે દીવાનાની પેઠે લત્તાને કહેવા લાગ્યો. " માતુશ્રી લત્તા મને ત્વરાથી છુપાવ. નહિતો ડોસો મારો દાટ વાળી નાખશે. ઓ ક્ષમાની દેવી ! મારા અપરાધ ક્ષમા કર. કરેલા અપરાધોની માફી આપવી એ સજ્જનોનો પરમ ધર્મ છે. હું તારો ઉપકાર કદી વિસ્મૃત થઇશ નહિ ' એમ ઘણા પ્રકારથી આજીજી કરવા લાગ્યો. તે સાંભળી લત્તાએ કહ્યું:—" ભાઈ કલાજી ઉપાય તો છે, પણ તે તમોને પસંદ પડશે નહિ. " કલોજી ડોસાને નજીક આવી પહોંચેલો જોઇ બોલ્યો:–" લત્તા બહેન, તને યોગ્ય લાગે તેમ કર. પણ મારા પ્રાણ બચાવ. ડોસો મને અહીં આવેલો દેખશે, એટલે તુરત મારી નાખશે. માટે સત્વર છુપાવ. " આ સાંભળી લત્તાએ કલાડાની મેંશ લાવી તેને મોંઢે ચોપડી ભૂતના ભાઇ જેવો બનાવી દીધો. પછી એક મોટી ચાદર લાવી તેમાં કલાજીને બેસાડીને ફક્ત તેનું મોંઢું બહાર રાખી તેની ગાંસડી બનાવી ઝુંપડીની પાછળ આવેલા વૃક્ષ ઉપર લટકાવી દીધો. પછી ડોસાની પાસે જઇ તેને પ્રણામ કર્યાં. ડોસાએ તેની બહાદુરી માટે શાબાશી આપતાં કહ્યું:–લત્તા, તારે હવે અહીં રહેવામાં જોખમ સમાએલું છે. મારી વય વૃદ્ધ થયેલી હોવાથી આ દેહનો

ક્યારે નાશ થશે, તેનો નિશ્ચય નથી. મારા અવશાન પછી તને મારા નાદાન દીકરાઓ તરફથી કષ્ટ સહન કરવું પડશે, માટે હું તને આજ પ્રાતઃકાળે આ જંગલમાંથી બહાર મૂકી આવીશ. પછી તને તારૂં ભાગ્ય જ્યાં લેઇ જાય ત્યાં સુખેથી જજે." એમ કહીને તેને કેટલીક શીખામણ આપી પ્રભાત થતાં તેને જંગલની બહાર મૂકી આવ્યો.

કલાજીનું શું થયું તે હવે આપણે જોઈએ. પ્રભાત થવાની પૂર્વે કોઇ એક ભીલ લત્તાની પર્ણકુટી પાસે થઇને જતો હતો, તેણે કલાજીને શ્યામ વદનનો વૃક્ષ ઉપર લટકતો જોયો. એટલે તેને ભૂત ધારી ગભરાટથી બૂમો પાડવા લાગ્યો. તેની બૂમો સાંભળી આજુબાજુનાં ઝુંપડામાંથી અન્ય ભીલોની મદદ આવી પહોંચી. તે સર્વેએ કલાજીને ભૂત ધારી તેના ઉપર પાષાણનો વર્ષાદ વરસાવા માંડયો. કલાજીએ પોતાનું નામ દેઇને આર્તનાદથી રૂદન કરવા માંડયું. પણ સાંભળે કોણ? પરંતુ ઝુંપડીમાંથી ભાઇની મદદ કરવા સારૂ અક્કલનો દુશ્મન પ્રમોદ દીવી સહિત બહાર દોડી આવ્યો તેથી,લોકોમાં વહેમ વધ્યો. અને તેની પણ કલાજીની પેઠે પાષાણથી પુંજા થવા માંડી. જોરાવરની છાતી ઉપરથી બેઢું પડતાં તેના પણ તેવાજ બુરા હાલ થયા. ત્રણેને સખત માર પડયો. તેમના કૃત્યનો યોગ્ય ઉપહાર મળ્યો. તેટલામાં વૃદ્ધ ભીલ લત્તાને જંગલની બહાર મૂકી આવી ત્યાં આવી પહોચ્યો. તેણે પોતાના ત્રણે દીકરાઓને મારમાંથી મુક્ત કરાવ્યા.

# પ્રકરણ ૨૦

## આ શું ! આતે અબળા; કે ભયંકર પ્રબળા.

નાર ગણાતી અબળા જાતી, કામ પ્રબળ જગમાં કરતી.
કોમળ કદળી સમ કાયા પણ, છે વીઘુતથી વસમી અતી.
નાજુક પણ સીંહણ સમ શરી, ફુલ દીસે પણ બીકણ નહિ.
નર્ક-સ્વર્ગનો નાર ખજાનો, ઝેર અમૃત બે હૃદય મહિ.
રીઝે તો ખૂબ રંગ રમાડે, ખીઝે તો ઝટ પ્રાણ હરે.
જાદવ કહે છે મોત ચહે તે, પર ત્રિયા વિશ્વાસ કરે.

લત્તાકુમારી ભાગ્યાધીન થઇ અણુદીઠ રસ્તે ચાલતાં સાયંકાળે એક નાના ગામડાની નજીક જઇ પહોંચી ત્યાં રાત્રિ વ્યતિત કરવાના હેતુથી ધર્મશાળામાં જઇ વિશ્રાંતી લેવા બેઠી.

મધ્યરાત્રિનો સમય થતાં તે ગામના ચોકીદારો ચોકી કરવાને ત્યાં આવતાં લત્તાને જોઇ એકદમ સ્તબ્ધ થયા. અમિત દુઃખ પડયા છતાં શીયળના પ્રભાવથી લત્તાને પ્રકૃતિ-દેવી તરફથી અર્પણ થયેલું સૌન્દર્ય હજુ તેવું ને તેવુંજ

હતું. તેની દીવ્યાંગના સમ કાન્તિથી ભુલાવો ખાઇ ચોકીદારો લત્તાને પ્રણામ કરી બોલ્યા:– "દયાળુ દેવી! આપ અહીં કેમ પધાર્યાં છો? આપનાં દર્શનથી અમારો માનવ દેહ પવિત્ર થયો છે. કામ સેવા ફરમાવી સેવકને કૃતાર્થ કરશો."

લત્તા, તેમની આ મૂર્ખાઈ ન સમજતાં તેઓ પરિહાસ કરતા હશે, તેમ ધારી બોલી:– "ભાઇઓ! મુજ જેવી રંક અબળાની મશ્કરી કરવાનું તમ જેવા વીર પુરૂષોને છાજતું નથી."

આવું સાંભળી સર્વે ચોકીદારો પોતાની મુર્ખાઇ માટે પસ્તાવા લાગ્યા. એટલે તેમના ઉપરી મુખી સાહેબ આગળ આવી તેમને ધમકાવતાં કહેવા લાગ્યા:–

"મરો મારી હહરીના, એટલું પણ ભાન ચ્યાં ગરાણે મુકીને આવ્યા સો કે આંહી તો વળી દેવી ચ્યાંથી હોય? હું ચ્યારનો કહું સું કે એતો કોક રૂપાળી નછેતર જેવી અસતરી હોસે, ને મારાં વખાણ સાંભળી મને પઇણવા મારે ઘેર આવવાની હોસે. (લત્તા તરફ ફરીને) ચ્યમ અલી હું ખરૂં કેસને? ચાલ, તાંણે ઉઠ આપણે ઘેર. ખા, પી, ને માંજો કર. હું આ ગામનો મુછી સું, પગાર તો હરકાર મહીને પાંચ રૂપીઆ આલે છે, પણ વાલીને કહું હાકમી ભારેસે. તેથી વાલીને કહું કે તારી હાકમી આખા ગામમાં

ચાલસે. કેમ ખરૂંને અલ્યા ચુંથીઆ ?" પટેલે ચોરના ભાઇ ઘંટીચોરની સાક્ષી આપી.

"હોવે બાપા ! તમારાથી કાંઇ જુઠું કહેવાય."

"મુખી સાહેબ ! તમારી સાહ્યબીથી મારા જેવી રંક સ્ત્રીને સુખ મળે તેમ નથી. માટે આપ કૃપા કરી આપની ફરજ અદા કરવા અહીંથી ચાલ્યા જાવ." લત્તાએ વીનયથી તેમની ફરજનું ભાન કરાવ્યું.

"અરે અહતરી ! હાંભળ. હું માતા મેલડીના સોગન ખાઇને કહું સું કે; તું હારી હનાદે મારી હાથે આવહે નહિ તો તુંને હેરાંન હેરાંન કરહું. તારી દયા લાવસું નહિ, એ બરાબર ધાંનમાં રાખજે." મુખીએ તેને દમ ભરાવ્યો.

મુખી સાહેબ ! ધરણીધરે જે ધાર્યું હશે તે નિશ્ચય થવાનુંજ છે. માટે આપ હુંપદ-ગર્વનો ત્યાગ કરી મને આપની પુત્રી ગણી દોષ દૃષ્ટિથી ન જોવો." લત્તાએ વિનીત ભાવથી કહ્યું,

"અરે અહતરી હાંભળ. પરમેહર જો હખ-દખ કરતો હોત, તો રામજીને વનમાં ચ્યમ જવું પડયું ? કરહણજી પારધીને હાથે ચ્યમ મુવા ? ઇતો બધી ભોળાં માંનવીને હમજાવવાની વાતો. બાકી ઇમાં કંઇ હાચું ન મળે.

પાપ, પુણ્, સતી–શંખણી, એ બધું ભોળા માંનવીને ઠગવાનું તૂત. કાંણુતાંથી પરમેહરને ઘેરથી કાગળ લઇને આવ્યો છે; કે માંનવીના મુવા પછી હું થ.યસે ? મારી વાલી ! ઊઠ, ઇતો એજ. ખાધું, પીધું, અને માંજો ભોગવી તે આપણી. માટે સાલ, આંહી ઠાલી ખોટી થવામાં કાંઇ હાર નહિ." મુખીએ નવીન શાસ્ત્રનો ઉપદેશ કર્યો.

લત્તા, તેની મૂર્ખતાભરી દલીલો શ્રવણ કરી મૌન રહી. પ્રતિપક્ષીની મૌનતા; એટલે સ્વાર્થીની અનુકુળતા. મુખીએ લત્તાના મૌનનો અર્થ પોતાની મરજીને અનુકુળ ગણી તેનો હસ્ત પકડી ખેંચવા માંડી. લત્તા પરપુરૂષના હસ્ત સ્પર્શથી ચમકી એકદમ સાવધ થઇ. તે ગમે તેવી અશકત હતી, પરંતુ આ વખતે શીયળના પ્રભાવથી તેનામાં નવું શૂરાતન પ્રગટ થયું. તેણે મુખીના હાથમાંથી બળપૂર્વક પોતાના હસ્તને છુટો કરી મુખીને જોરથી એક એવો ધકકો માર્યો; કે મુખી સાહેબ દસ બાર કદમ દૂર જઇ જમીન ઉપર શયન કરી ગયા. થોડીવારે મુખી કુટાયેલાં હાડકાંને પંપાળતા જેમ તેમ કરીને સાચવીને બેઠા થયા. અને પોતાના તાબાના ચોકીદારો પ્રત્યે બોલ્યાઃ– " અલ્યાઓ ! તમે આમ બાયલાની પેઠે આંહી બેસી રહ્યાસો. તમારા હરવેના દેખતાં મને માર પડે, ઇતો તમને નાંનમ કહેવાય. તમારામાં હુરાતન



લત્તા કુમારીએ બહાદુરીથી કેટલાક ચોકીદારોનાં ખુન કીધા.
વાંચો પ્રકરણ ૨૦.



કપટી શેઠાણીએ લત્તાને બાગમાં આવવાનું આમંત્રણ આપ્યું.

વાંચો પ્રકરણ ૫.

ક્યારે કહેવાય; કે ઇને પકડીને મારે ઘેર બેસાડો તાંણે.”

મુખીના કથનથી સર્વે ચોકીદારોને ઝનુન વ્યાપ્યું. તેઓ લત્તાને પકડવા માટે દોડયા. લત્તા તેવા સમયની રાહ જોઈ રહી હતી. ચોકીદારોને પોતાની તરફ ધસી આવતા જોઇ તે વીરબાળા વિદ્યુતસમી એક ચોકીદારના સામી ધસી જઇ તેની સમશેર ખુંચાવી લઇ મ્યાન દૂર ફેંકી દીધું. શસ્ત્રની સહાયતા મળતાં તે એક ભયંકર કાળીકાની મૂર્તિ સમી ભાસવા લાગી. તેણે પોતાનું શીયળ સંરક્ષણ કરવા માટે અગમ બુદ્ધિથી વસ્ત્રનો કચ્છ ભીંડાવી લેઈ તરવારથી એક વીર પુરૂષને લજાવે તેવા પટા ખેલવા લાગી. ચોકીદારો તેની બહાદૂરી જોઈ વેગળે ઉભા રહ્યા. કોઇ તેની સામે જવાને શકિતવાન થયો નહિ. તેથી મુખી તેમને ધમકાવીને બોલ્યા:–

“અલ્યા બાયલાઓ! જ્યારે એક અહુતરીથી તમો ડરોસો, તાંણે બે ચોરને ચ્યમ કરીને તમે પકડશો?”

આવું સાંભળી સર્વે લજવાયા. પછી એક સામટો પાંચે ચોકીદારે લત્તા ઊપર હુમલો કર્યો. લત્તા એક ક્ષત્રિય રાજાની પુત્રી હતી. તેણે ઘણાં રણક્ષેત્રો સ્વદ્રષ્ટિથી નીહાળ્યાં હતાં તેથી તેણે યુકિત વાપરી ચોકીદારોના સામી ન જતાં અચાનક પાછળ ફરી ગઈ. પાછળ ફરતાં એક ઘાથી બે

ચોકીદારોનાં મસ્તકોને ધડનો વિયોગ કરાવ્યો. તેથી બાકી રહેલા ત્રણ ચોકીદારો ભયભીત થઇ જે માર્ગ નજરે પડયો તે બાજુ નાસવા લાગ્યા. ક્ષત્રિયની રૂઢિ અનુસાર યુદ્ધથી વિમુખ થયેલાઓને મારવા નહિ; એમ ધારી લત્તાએ તેમની પુંઠ પકડી નહિ.

મુખી સાહેબ પ્રથમથી નાશી ગયા હતા. તેઓ ધર્મશાળા આગળથી ભયના માર્યા એક ઝડપથી નાસતા કોટવાળ સાહેબને ત્યાં આવી પહોંચ્યા. કોટવાળને મુખી પાસેથી ખાનગી રીતે સારૂં સાલીઆણું મળતું હતું. તેથી તેમણે મુખીને માન દેઇને પોતાની પાસે વીરામાસન ઉપર બેસાડયા. એટલે મુખીએ સત્ય–અસત્યનું મીશ્રણ કરી પોતાની વાતો કહેવા માંડી:—

“કોટવાળ સાબ! એક રૂપાળી અહુતરી તમારા લાયકની ઇંદરની પરી જેવી ગામ બહારની ધરમહાળામાં ભાળતાં તમારે ઘેર આંણુવા માંડી. પણ ઇતો મારી દીચરી બહુ બહાદુર નીકળી, તે સાબને કહુ કે બે ચોકીદારને મારી નાંછી મારી પાસળ પડી. પણ સાબને કહું કે હું તો સટાક દેતો દોડતો દોડતો નાહી છુટયો. માટે ક્રરપા કરી તેને પકડવી જોઇએ.”

કોટવાળ બે ખુનની હકીકત સાંભળી ગભરાયા, અને

મુખીને પુછ્યું:—

"મુખી સાહેબ તેની ઉમ્મર કેટલી હશે વારૂં ?"

"ઓછામાં ઓછી ચઉદ વરહની,"

"ત્યારે તમો તેને કાયદા મુજબ કંઇ કરી શકો તેમ નથી. અઢાર વરસની વય કાયદેસર ગણાતી હોવાથી તમો તદન નિરૂપાય છો. વળી એક નાની ઉમ્મરની સ્ત્રીએ બે ખુન કર્યાં; તે વાત ઉપરી ન્યાયાધીશ માનશે નહિ. પરંતુ તેને શિક્ષા કરાવવાનો એક ઉપાય છે; પાઘડીના રૂપીઆ પચાસ રોકડા આપો તો કહું." પોતાનો સ્વાર્થ સાધવા મુખીને લાલચમાં લપટાવવા કાળા કૃત્યના કોટવાળે કહ્યું.

મુખીએ કેટલીક આનાકાની કરી ત્રણ ગીની કોટવાળને બક્ષિશ–રૂશવતમાં આપી તેથી કોટવાળ સાહેબ ખુશી થઇ ગયા. અને મુખીને ઉદ્દેશીને બોલ્યા:–"તમો એકાદ તરતનું દાટેલું નાના છોકરાનું શબ શોધી લાવી છાનામાના તેની સમીપ જઇ મુકી આવો. પછી મને ખબર આપો. એટલે તે ગમે તેવી જબરી હશે; તો પણ હું પાછળથી જઇ કબજે કરીશ." કોટવાળે પાછળથી પકડવાની પોતાની બહાદુરી અને ચાલાકી બતાવી. વાહરે કોટવાળ ! તારી અજબ હીંમત !

મુખીએ સ્મશાનમાં રખડી કોટવાળના કથનાનુસાર

નાના બાળકનું તરતનું દાટેલું શબ શોધી કહાડી લત્તાથી થોડે અંતરે મૂકી આવીને કોટવાળને વધામણી (!) કહી ગયા. એટલે કોટવાળ ચાર સીપાઇને લેઇને લત્તાને પકડવા ચાલ્યા. તેમને પ્રથમથી લત્તાની બહાદુરી સાંભળી ભય ઉત્પન્ન થયેલો હોવાથી સન્મુખ ન જતાં લત્તાની પાછળ ફરીને તેને અચાનક બાથમાં ઘાલી બેડીઓ જડી દીધી. લત્તા હવે નિરૂપાય થઇ. એટલે બહાદુર કોટવાળે તેને કહ્યું:- "અરે કુલટા સ્ત્રી તું કોણ છે? મસાણદેવી ભૂત, પલીત, ચુડેલ કે ડાકણ? જે હોય તે સત્વર કહી દે. અમારા ગામમાંથી નિર્દોષ બાળકો હરી લાવી તેનું રક્ત ચૂસનારી વ્યંતરી, તું કોની પ્રેરીત અહીં આવી? હવે અગ્નિ દેવતાને તારૂં બળીદાન દેઇ અમારા ગામને ઉપાધીથી સદાને માટે મુક્ત કરીશું." એવી રીતે લત્તાના હૃદયમાં ભય ઉત્પન્ન કરી તેણે સીપાઇયોને કહ્યું:- "બહાદુર સીપાઇઓ! આ ચાન્ડાલણીને હાલ આપણા તુરંગખાનામાં લેઇ ચાલો."

કોટવાળ મનમાં વિચાર કરવા લાગ્યો, "કે જો હું આ સૌન્દર્યની મૂર્તિ રાજાની સમીપ પકડી જાઉં, અને રાજાજી તેની સુંદરતા ઉપર મોહી પડે તો મને અમુલ્ય બક્ષિસ મળે. અથવા રાજા પ્રમાણીક હોવાથી તેને પસંદ કરે નહિ, તો બે ચાર જુઠા સાક્ષી સોધી લાવી આને મશાણ

દેવી ઠરાવી ભારે શિક્ષા કરાવીશું, જેથી મારા દરમાયામાં સારો વધારો થાય. અને ગામમાં મારી બીક જામી જાય. આપણને તો બસ ! બન્ને બાજુમાં લાભ સમાએલો છે." આવા દુષ્ટ વિચારોને તાબે થઇ તેણે પોતાના સીપાઇઓની પાસે પચક્યાસ કરાવી કેદીને પોતાના કબજામાં લીધી. પંચકયાસમાં લખ્યું કેઃ એક ભયંકર સ્ત્રીએ કે જેને મશાણુ દેવી ધારવામાં આવે છે; તેને એક બાળકને મારી ખાઇ જવાની તકસીર માટે પરહેજ કરવા જતાં તેણે બે સીપાઇઓનાં ખુન કર્યાં છે, પણ અંતે કોટવાળ સાહેબની વિલક્ષણ બુદ્ધિ અને ભારે મહેનતથી તેને કેદ કરી પંચ સમક્ષ કબજે કરી છે. તા.     માહે     સન

અચાનક ત્યાં એક સન્યાસી આવી પહોંચ્યો. તેણે પૂર્ણિમાની ચંદનીના પ્રકાશમાં લત્તાકુમારીને સહેજસાજ ઓળખી આશ્ચર્યથી બોલ્યો:-

"બહેન લત્તા ! તું અહીં કયાંથી ?"

લત્તા પોતાનું નામ સાંભળી ચમકી એક જડની માફક ઉભી રહી. તેથી વળી તે સન્યાસી બોલ્યો:-

બહેન લત્તા ! તમો મને જોઇ ગભરાવો નહિ. હું આપનો તાબેદાર સેવક સત્યવિજય છુ."

લત્તાએ સન્યાસીના રૂપમાં આવેલા સત્યવિજયને

ટુંકમાં પોતાની કર્મકથા કહી સંભળાવી. જે સાંભળી લત્તાનો બચાવ કરવા પોતાની પાસેથી છુપી રીવોલ્વર કહાડી કોટવાળ સામે ફોડી. પરંતુ નીશાન ચુકી જવાથી કોટવાળ બચી ગયો. અને સત્યવિજય બીજો અવાજ કરે, ત્યાર પહેલાં કોટવાળે તેના મસ્તકમાં ડાંગ મારી. તેથી તે અચેતન થઇ જમીન ઉપર પડયો. તત્ક્ષણે કોટવાળે સત્યવિજયને બંધન કર્યો. અને પોતાના પરાક્રમથી મનમાં ફુલાતા કોટવાળે તેને પોલીસ થાણે પહોંચાડી દીધો.

× × × ×

ધરી દીલ ડર ગુનાહ ના કર, ખુદા તુજ પર, ખફા થાશે,
વળી કયામત-દીને તુજ ખત, પઢી ઝટપટ-જફા થાશે.
તજી નેકીની મીઠી જામ-બદી ઝહેરી પીયે શું કામ,
ખુદાનું નહિ તું લેતો નામ-અરે દોઝખી દફા થાશે.
ખરા રોજગાર-હુક્કના કર, સદા નેકીથી ના તું ફર,
જરા સખ્તી જોઇ ના ડર, કભુ નહિ બેવફા થાસે.
પડી છે લાલચો લાખો-સડી સમજી તજી નાખો,
ઘડી ના જો ખુલી આંખો-સ્વરગની રાહ સફા થાસે.



# પ્રકરણ ૨૧

## નેકીની જીત - બદીની હાર

ચંદરોજા તક એ જીંદગી, પાનીકા બુલબુલા હય,
ક્યું સતાતે હય દીનોકો, દો દિનોંકો વાસતે.
કરના ભલા હોગા ભલા, નેકી કા બદલા નેક હય,
યારો કીસીકો મત દુભાના, અપને સબહી એક હય.
જુલ્મ કરના છોડ દે તું, અબ ખુદાકે વાસતે,
કયામત તક નેકીસે ચલના, ઇનસાનકી વો ફર્જ હય.

પ્રકરણ વીસમાં વર્ણવેલું ગામ ચંપકપુરીના રાજ્યને તાબે હતું. તે ગામ નાનું હોવાથી ત્યાં ન્યાય ભુવન હતું નહિ. તેથી દોષિત જનોને શિક્ષા કરાવા માટે ચંપકપુરીના ન્યાય દરબારમાં જવું પડતું હતું. તેથી લત્તાવાળી ફર્યાદનો કેસ આજે ચંપકપુરીમાં ચલવાનો હતો. રાજ્યની મોટી તકરારો વસંતસેન પોતે જાતે સાંભળી ઇન્સાફ પોતે કરતો હતો.

ન્યાય ભુવનમાં આજે સંપૂર્ણ રીતે ભીડ જામી રહી હતી. અને પ્રજાનાં સમૂહો હજુ તીડાની માફક મશાણદેવી

ઠરાવેલી લત્તાનો કેસ જોવાને આવતાં હતાં. બાર વાગતાં નેકીદારે છડી પોકારી રાજાનું આવાગમન જાહેર કર્યું. તુરત સભામાં ચુપકીદી ફેલાઇ ગઇ. રાજા વસંતસેન ન્યાયાસન ઉપર વીરાજમાન થતાં શિરસ્તદારે લત્તાની તકરારનો કેસ કહાડયો. સત્યવિજયને આરામ થવાથી કોટવાળે તેને લત્તાના કામમાં મદદગાર ગણી સરકારી કામમાં અડચણ કરવા સારૂ ગુન્હેગાર તરીકે સાથે આણ્યો હતો. આરોપીના બચાવ અર્થે કોઇ વકીલ ન હોવાથી સરકારી વકીલ મી. શીવપ્રસાદ દયાથી આરોપીના તરફથી હાજર થયા હતા. તેમણે કેસની શરૂઆત કરતાં કોટવાળને પ્રથમ ફરીયાદી તરીકે સોગંદ આપ્યા પછી પુછયું-

શીવપ્રસાદઃ- “ તમો આ અપરાધી બાઇ વિષે શું જાણો છો ? ’

કોટવાળઃ- “ સાહેબ ! હું તારીખ ૨૨ ડીસેમ્બરને રોજ ચોકીદારોની સાથે રાત્રે અમારા ગામની બહાર રોન ફરતો હતો, ત્યારે આ બાઈ એક નાના છોકરાને મારી ખાતી હતી. તેને પકડવા સારૂ મારા બે ચોકીદારો તેની પાસે ગયા, તેમને આ બાઇએ મારી નાખ્યા. તેથી તે કોઈ વ્યંતરી અથવા મસાણદેવી હશે; એમ અમોને ખાત્રી થવાથી ઘણી જ મહેનત લેઇને તેને પકડી છે, માટે નામદાર કોર્ટે તેને યોગ્ય શિક્ષા કરવી જોઇએ. ”

શીવપ્રસાદઃ–" મી. તર્કટશંકર ! તમો કહેશો કે જે વખતે તેને તમોએ પકડી તે વખતે કેટલા વાગ્યા હતા ? તથા તે છોકરાને આ બાઇ કેવી રીતે મારી ખાતી હતી ? તથા તે બાઇ તમામ છોકરૂં ભક્ષ કરી ગયા પછી પકડાઇ, કે પ્રથમ ? અને તે વાતનો કોઇ સાક્ષી છે કે નહિ ? "

કોટવાળઃ–" સાહેબ ! તે વખતે રાત્રિના બાર વાગ્યાનો સુમાર થયો હતો. તે બાઇ છોકરાને મોંઢા વડે કરડી ખાતી હતી. તે તમામ છોકરૂં ભક્ષ કરી ગયા પછી પકડાઇ. મારી સાથે ચાર સીપાઇ હતા. તેમાં બે સીપાઇને તેણે ઠાર કર્યા, એટલે કમાલ–અને જમાલ હયાત છે, જે અતરે હાજર છે. "

શીવપ્રસાદઃ–" તેની સાથે આણેલો કેદી કોણ છે ? "

કોટવાળઃ–" સાહેબ ! તે તેનો મદદગાર છે. તે છોકરાં લાવી આપતો, અને આ બાઇ ખાઇ જતી. "

શીવપ્રસાદઃ–" મી. તર્કટશંકર ! તમોએ પ્રથમ જણાવ્યું હતું કે તે એક છોકરાને ખાતી હતી, વળી જણાવો છો કે તે છોકરાં ખાતી હતી, છોકરાં એ શબ્દનો અર્થ એકથી વધારે બાળક હોય એમ થાય છે, ત્યારે તેને તમોએ કેટલાં બાળક ખાતાં જોઇ હતી ? '

કોટવાળ પોતે પોતાની જુબાનીમાં ફસાયા. તેથી ગભરાયા. પરંતુ હીંમત લાવી બોલ્યાઃ–" સાહેબ ! રાત્રી

અંધારી હોવાથી કંઈ જણાતું નહોતું."

શીવપ્રસાદઃ—"મી. તર્કટશંકર! તારીખ ૨૨ ડીસેમ્બરનો રોજ પૂર્ણિમાની રાત્રિ હતી, તેથી સમગ્ર રાત્રીમાં ચંદ્રનો પ્રકાશ હોવા છતાં તમો અંધકારની વાત જણાવો છો, તે તદ્દન અસત્ય લાગે છે; માટે જે સત્ય હોય તે વીદિત કરો."

કોટવાળઃ—"સાહેબ! તે વખતે શ્યામ વાદળ આવેલું હોવાથી અંધારૂં જણાતું હતું."

કોટવાળની જુબાની અપૂર્ણ રાખી તેમને બહાર બેસાડી સાક્ષી તરીકે મુખીને બોલાવ્યા. તેઓ હાજર થયા, એટલે તેમને સાક્ષીના પીંજરામાં ઉભા રાખી તેમની જુબાની લેવા માંડી.

શીવપ્રસાદઃ—"પટેલ! તમારૂ નામ, ઠામ, ધંધો, અને ઉમ્મર કહો."

મુખીઃ—"સાબને કહું કે મારૂં નામ દયાળ પટેલ, રહેવું નાયપુરી, ધંધો સરકારી મુછીનો, ઉંમર બે વીહુ અને દહ વરહ."

શીવપ્રસાદઃ—"આ બાઈને તમો ઓળખો છો?"

મુખીઃ—"હોવે સાબ, ચ્યમ નહિ ઓળખુ; એ તો મારી ઘરવાળી થાય, સાબને કહું કે તેને બહુ રૂપાળી નછેતર જેવી ભાળી કોટવાળ સાબે તેને પોતાને ઘેર બોલાવી, પણ

ઇતો હાચી પરતીવરતા છે, તેથી કોટવાળની કાળી દાંનત પાર પડી નહિ, એટલે કોટવાળે રાતરે ગાંમ બહાર ઉપાડી જઇ ખુબ જુલમ કરી ઇની લાજ લીધી. અને બળાતકારના ગુનામાંથી બચવા હારૂ ઇના ઉપર ખોટું તોમત મૂકી અહીં પકડી આંણી. માટે સાબને કહું કે મને મારી અસતરી અપાવો."

શીવપ્રસાદઃ–"દયાળ પટેલ! ત્યારે તમે તમારી સ્ત્રીને કોટવાળના જુલમમાંથી બચાવવા સારૂ કંઇ ઉપાય કેમ આદર્યો નહિ?"

મુખીઃ–"સાબને કહું કે તે અસતરી મને આપે તેટલા હારૂ સાબને કહું કે મેં કોટવાળ સાબને તરણ ગીની સરપાવની આલી."

રાજા, પ્રધાન, અને સર્વ સભાસદો, બન્ને જણની ભિન્નભિન્ન હકીકત સાંભળી આશ્ચર્ય પામ્યા. અને ઈન્સાફ કરવા સારૂ વીચારમાં પડયા. રાજા વસંતસેન ઘણો તીવ્ર બુદ્ધિનો હોવાથી પ્રપંચીઓની જુબાની ઉપરથી સમજી ગયા કે; આ કોઈ ગરીબ પણ પ્રમાણીક; દુઃખી નીરાધાર સ્ત્રી હોવી જોઇએ. અને બંન્નેના સબંધમાં એકી વખતે આવેલી હોવાથી લુચ્ચાઓ અન્યોઅન્ય લઢી પોતાની નીચ વાસના તૃપ્ત કરવા ઇચ્છે છે. આવો રાજાને વીચાર સ્ફુરતાં લત્તાને પોતાની સમીપ બોલાવી એકદમ એક રૂમાલ તેનાં નેત્રો ઉપર ઢાંકી દેઇ કોટવાળને પૂછ્યું;

"કહો આ બાઇ કઇ આંખે કાણી છે ?"

કોટવાળ ગભરાયો ખરો–પણ ઝટ જવાબ દીધો. "તે ડાબી આંખે કાણી છે."

વસંતસેને યુક્તિ વાપરી પુષ્કળ હાસ્ય કર્યું. પછી મુખીને કહ્યું:—

"દયાળ મુખી ! તમે ક શો કે તે બાઇ કઇ આંખે કાણી છે ?"

મુખી મનમાં સમજ્યા કે કોટવાળે ડાબી આંખે કાણી કહેતાં રાજાજી હસ્યા હતા, માટે જરૂર તે જમણી આંખે કાણી હોવી જોઇએ; માટે તે જવાબ દેવો યોગ્ય છે, એમ સમજી રાજાને કહ્યું:–"સાબને કહું કે એતો જમણી આંખે કાંણી સે નામદાર."

વસંતસેને હવે પોતાનો રૂમાલ લત્તાનાં ચક્ષુ ઉપરથી દૂર કર્યો, એટલે કોટવાળને અને મુખીને પોતાની ભુલ માલુમ પડી. પણ હવે તેઓ નિરૂપાય હતા. વસંતસેનનો ક્રોધ જ્વાળામુખીના અગ્નિ સમાન વૃદ્ધિ પામતાં તેણે તે નર પીશાચોને કહ્યું.

"નીચ લુચ્ચાઓ ! તમો બંન્ને પ્રપંચી હોવાથી આ સ્ત્રીના ઉપર કુદષ્ટી કરી તેને હેરાન કરવા ધારો છો, નીર્બળનું રક્ષણ કરવાને આપેલો રાજ્યનો પગાર હરામ કરી એક નિરાધાર

અબળાને સતાવી તેનો બદલો તમો બંન્નેને ચૌદ ચૌદ વર્ષની સખત મજુરી સાથે કેદની સજા ફરમાવી વાળી આપું છું."

રાજ્યઆજ્ઞાથી રાજ્યસેવકોએ તેમને બંધીવાન કરી તુરંગખાનામાં રવાના કરી દીધા.

પછી વસંતસેને લત્તાને ધૈર્ય દેતાં કહ્યું:-"બાઇ તું પવિત્ર બાળા હોય તેવો મારા મનમાં ભાસ થાય છે. તેટલુંજ નહિ; પરંતુ તારો કોઇ સ્થળે મને સમાગમ થયો હોય તેવી ભ્રાન્તિ થાય છે. માટે તને હરકત ન હોય તો તારી સવીસ્તર હકીકત હોય તે અહીં નીડર બનીને કહે.

લત્તા:-"મહારાજ! હું કુલીન કુટુંબની કન્યા હોવાથી મારૂં નામ-ઠામ અને માત-પીતાની ઓળખાણ આપી શકું તેમ ન હોવાથી આપની ક્ષમા યાચું છું. મારા દુ:ખનો પાર છે જ નહિ; પરંતુ આપ ન્યાયવંતના આગળ મારા જેવી દીન અબળાની દુ:ખી કહાણી કહેવાથી મારા દુ:ખમાં ઘટાડો થશે એમ આશા રાખું છું, માટે કૃપા કરી સાંભળશો."

(રાગ) (દશા આશી થઇ મકારી-કરમની છે ગતી ન્યારી,

"પુછો શું વાત ઓ રાજા-પડયા દુ:ખ મુજને ઝાઝાં

સાખી-એક દીન હું બાગમા-રમતી સહીયર સાથ;

વ્યાઘ્ર એક ત્યાં આવીને-દીધી મુજને બાથ.

ધ્રુજે અતી પાય ત્યાં મારા, બની ભયભીત હું બાળા.

સાખી-પંથી ત્યાં કોઇ આવીઓ-સાધુક શ્રી કીરતાર
તેણે બચાવી મુજને-વાઘને કીધો ઠાર.
વીનતી તે સુણી મારી (૨) રહ્યા મેમાની સ્વીકારી.

સાખી-ભાળી મુજ મેમાનને-કોપ્યો મારો તાત;
શત્રુ તેને સમજીને-કરવા ધારી ઘાત
દશા ત્યા શું કહુ મારી (૨) મુંઝાઇ મનમા ભારી.

સાખી-દેવા ફાંસી તેહને-કરતા મન વીચાર,
મુજ ઇચ્છાથી બોલીઓ-પ્રેમ થકી સકુમાર.
સ્વયંવર પુત્રીનો તારી (૨) જોવા ઇચ્છા બહુ મારી.

સાખી-રાય વચન બધાયલો-કરવા તેનું કામ;
તેને તેડી લાવીયો-મહારા સ્વયવર ઠામ.
વિચારી મન મેં મારા (૨) પ્રીતેથી અરપી વરમાળા

સાખી-તાત અતીશે કોપીઓ-દેવા ધાર્યું દુઃખ;
દયો પરણાવી કુરૂપને-એવું બોલ્યો ભુપ.
પહેરાવી વેશ સૈયરને (૨) પડી રસ્તે હુ જંગલને.

સાખી-ખમતા સહેતા દુઃખ બહુ-આવી આપની પાસ;
સાચો કરી ઇન્સાફને-પુરી મારી આશ.
હશે શું થયુ પતિનુ નહીં (૨) અરે રાજાજી જાણું નહિ.
પુછી મુજ વાત ઓ રાજા (૨) કહ્યા દુઃખ મુજના ઝાઝા."

છેલ્લા શબ્દો બોલતાં તેનો કંઠ શોકથી ગદ્ગદ્ થવાથી

તેનાં ચક્ષુમાંથી શ્રાવણ ભાદરવો વર્ષવા માંડયો. તેથી તે વધુ બોલી શકી નહિ. તેની વિપત્તિઓ શ્રવણ કરી વસંતસેન મનનાં નક્કી સમજ્યો કે આ સ્ત્રી અન્ય કોઇ નહિ, પરંતુ તેની રાણી લત્તાકુમારી હોવી જોઇએ. તેથી તે બોલ્યોઃ-

"વીજયસેનની રાજકુમારી લત્તા! તમારા પતિની સત્ય હકીકત હું જાણું છું. માટે શોકનો ત્યાગ કરી સ્વસ્થ ચિત્તથી સાંભળો. તમો વિજાપુરમાંથી નાસી જવા પછી તેને ડુંગરનાં કોતરોમાં નાખી દીધો. જ્યાંથી ઇશ્વરની દયાથી બચતાં તે પોતાના પાળક, રાજ્યના સ્તંભરૂપ, જુના પ્રધાનની સાહ્યથી તેણે પોતાના પિતાની ગાદી પ્રાપ્ત કરી. એક દીવસ તેની સભામાં એક મસાણદેવીનો તર્કટી મુકરદમો આવ્યો. તેમાં આરોપી સ્ત્રીને પોતાની રાણી તરીકે ઓળખી તેનું પૂર્વ વૃતાંત સાંભળ્યું. એટલે..........."

વસંતસેનનું વાકય પુરૂ થતા પહેલાં લત્તા તેના પતિને ભેટી. સર્વ સભા વિસ્મય થઇ. વસંતસેને તેનો યોગ્ય ખુલાસો સભામાં કરતાં ચંપકપુરમાં ભારે હર્ષ ઉત્પન્ન થયો.

સત્યવિજયને લત્તાના રક્ષક તરીકે રામસીંહ વાળું રામપુરનું રાજ્ય બક્ષિસ આપ્યું. સત્યનો જય થયો, અને પ્રપંચીઓનો પૂર્ણ નાશ થયો.

આ પ્રકરણનો અંત લાવતા પહેલાં એટલું તો કહેવું

જ પડશે કે; વસંત-લત્તાનાં ધાર્મિક વીધીથી લગ્ન થયેલાં ન હોવાથી રાજ્ય જોષીએ આપેલા મુહૂર્ત પ્રમાણે તેમની લગ્નની ભારે તૈયારીઓ થઇ રહી છે.

નિહાળી સૃષ્ટીને આખી, અમે એ શીખ લીધી છે,
ભર્યો છે ભેદ કીસ્મતમાં, ખુબી કીરતાર કીધી છે.
નીતિથી કષ્ટને સહેવાં, અતિ સુખની નીશાનિ છે,
પડે છે ધુપ અતિ જ્યારે, જરૂર વૃષ્ટિ થવાની છે.
હજારો માનવી જીવન, પૂરેપૂરા તમે જોયાં,
નહિ ત્યાગી હૃદય શંકા, કહે 'જાદવ' નવાઇ છે.



# પ્રકરણ ૨૨

## રમણી કે રાક્ષસી

વ્યભીચાર રૂપમાં સફેદ હોવા છતાં પણ સોમલથી ભયંકર છે. ઇશકની અજબ જાળમાં ફસાયેલો પ્રાણી કેશરી કરતાં વધારે બળવાન હોય; તો પણ તેની શક્તિ મગતરાથી તુચ્છ છે વ્યભીચારના પથે ચડેલો ગાફીલ મુસાફર પોતાના માર્ગમાં આવતા કાંટાઓ દૂર કરવાનો પ્રયત્ન કરે છે, તેમ પોતે વિકટ માર્ગમાં ભુલો પડે છે, અને નાશ પામે છે.

* * * *

( પ્રકરણ પાંચમાથી અનુસંધાન )

પોતાના નિમકહલાલ નોકરનો વેશ ધારણ કરી વીમળા પતિમહેલનો ત્યાગ કરી નીકળી. મહાન્ધના સિપાઇઓએ તેને મજુર સમજી રોકી નહિ. રાજ્યમાં અંધાધુની ચાલતી હોવાથી ચોર લૂંટારાનું જોર વિશેષ હતું; તેથી વીમળાને પોતાની સલામતી ખાતર નોકરનો વેશ ત્યાગ કરી રાજપૂત સીપાઈનો સ્વાંગ ધારણ કરવો ઠીક લાગવાથી પાસેના ચંદ્રપુરી શહેરમાં જઈ ઢાલ, તરવાર, બંદુક અને ખંજર ખરીદ કરી પોતાને સારો લાગે તેવો સીપાઇનો પહેરવેશ, અને એક

તેજી તુરંગ પણ ખરીદી લીધો. ગામ બહાર ધર્મશાળામાં જઇ તે બહાદુર ક્ષત્રાણીએ એકાન્ત સમયે શુરવીરને પણ એબ લગાવે તેવો મર્દાઇ ભર્યો સ્વાંગ ધારણ કરી પોતાના સ્વામી સત્યવિજયની શોધ કરવા આગળ ચાલી. માર્ગથી માહીતગાર ન હોવાથી ઇશ્વરની ઈચ્છાનુસાર અશ્વને તેણે ચાલવા દીધો સાયંકાળ સુધી ચાલ્યા પછી તે ભયંકર અરણ્યમાં દાખલ થઇ. રસ્તો શોધવાનો પ્રયત્ન કરતાં તે વધારે બીહામણી ગીચ ઝાડીમાં ફસાઇ ગઇ. અધીક પ્રયત્ન નિષ્ફળ હોવાથી પોતાના અશ્વને વૃક્ષ સાથે બાંધી તે એક વડવૃક્ષ ઉપર ચડી ગઇ. જંગલી હીંસક પશુઓના ડરથી તે સબળ–અબળા જાગૃત બેસી રહી. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હશે; તે સમયે તેણે દૂરથી બળતો પ્રકાશ પોતાના તરફ ધીમે ધીમે આવતો જોયો, આવા ભયંકર વેરાનમાં પ્રકાશનું આવાગમન ભયસૂચક ચિન્હ હોવાથી તત્ક્ષણે તે નિડર અબળાએ પોતાનું અગ્ન્યસ્ત્ર સજ્જ કર્યું. થોડીવારમાં તે સ્થળે લપાતા છુપાતા બે સીપાઇઓ આવી પહોંચ્યા. તેમાંના એકના હાથમાં બળતી મશાલ હતી તેમણે વીમળાનો બાંધેલો અશ્વ જોઇ ચારે બાજુ તેના માલીકની તપાસ કરવા માંડી. વીમળાએ તેમને લુંટારા સમજી વૃક્ષ ઉપરથી તાકીને બંદુક ફોડી, તેથી એક સીપાઇ બેભાન થઇ જમીન ઉપર પડયો. તેથી તેનો સાથી ભય પામી મસાલ બુઝાવી એકદમ નાશી ગયો. થોડીવારમાં ત્યાં ઘોડાની ખરીઓનો

અવાજ; અને રણતુરીનો નાદ સંભળાવા લાગ્યો. વીમળા તે સબંધીનો વીચાર કરે; ત્યાર પહેલાં પચાસ માણસની લશ્કરી ટુકડીએ એકદમ તે વડને ઘેરો ઘાલ્યો. તેમના સરદારે આગળ આવી આજ્ઞાંકિત સ્વરે એક સીપાઇને કહ્યું:–" આ વડ ઉપર જે હોય તેને એકદમ પરહેજ કરો." સરદારની આજ્ઞાને આધીન થઈ પાંચ સાત સીપાઇઓ વડ ઉપર ચડવા લાગ્યા. તેથી વીમળાએ કહ્યું:– " ભાઇ ! હું નીચે આવું છું, તસ્દી ન લ્યો. " તોપણ સીપાઇઓએ વડ ઉપર ચડી જઇ વીમળાને એકદમ નીચે જમીન ઉપર ફેંકી દીધી. ગરીબ બીચારી નીરાધાર, ભાગ્યથી હીણાયલી વીમળા અચેતન થઇ ગઇ. તેને સરદારના હુકમથી હાથે પગે બેડી જડી દીધી, તેના અશ્વ ઉપર નાખી તે નાશી ન જાય તેટલા માટે સખત બંધ બાંધી લઇ આ લશ્કરી ટુકડી તેની આસપાસ ચાલતી પોતાનો માર્ગ કાપવા લાગી. * * *

વાંચક ! આશ્ચર્ય ન પામ. કુદરતના અદૃષ્ય પડદાઓ પાછળ છુપાએલું દુ:ખ કહીને આવતુંજ નથી. અનાદિ સમયથી જગત્ કાળના કરાળ પંઝામાં સપડાએલું છે. પ્રારબ્ધને વશ થઇ સતી સાધવી સીતા–જેને માથે ધરાને ધ્રુજાવનારા રામ સરખા સમર્થ સ્વામીની સહાય હોવા છતાં પાપીના પંઝામાં ક્ષણ માત્રમાં સપડાઇ અતિ કષ્ટની ભોક્તા થઇ હતી; તો વીમળા જેવી અસહાય અબળા ભવિષ્યની વિરૂદ્ધ કેમ થઇ શકે?

પણ વીમળાને બંધન કરનાર કોણ? * * *

આપણી આ વાર્તા ચાલે છે તે સમયમાં ભરતખંડમાં મોતીમહાલ નામનું રાજ્ય મહા સમર્થ સત્તા ધરાવતું હતું. તે રાજ્યના તાબામાં બસોથી વધારે ખંડીઆ રાજા હતા. તેના રાજાનું નામ બહાદુરસીંહ હતું. બહાદુરસીંહના પિતા તેજપાળે પ્રજાને અગણિત સુખ આપી સારી કીર્તિ સંપાદન કરી હતી. પરંતુ બહાદુરસીંહ વધારે દ્રવ્ય સંચન કરવાની ઇચ્છાથી પ્રજાને પીડા કરવા લાગ્યો. પોતાના તાબાના ખંડીઆ રાજાની ખંડણીમાં ક્રમશઃ વધારો કરવા માંડ્યો. અને નજીવાં બહાનાં બતાવી કેટલાંક નાનાં રાજ્યો ખાલસા કર્યાં. આથી તેના તાબાના સમગ્ર ખંડીઆ રાજાને પોતાના રાજ્યની સલામતીનો ડર પેઠો. તેથી તેઓએ છુપી મસલત ચલાવી એકદમ મોતીમહાલ ઉપર ચડાઇ કરી. બહાદુરસીંહને આ વાતની ખબર પ્રથમથી પોતાના છુપા કાર્યવાહકો તરફથી મળેલી હોવાથી તે સાવધ હતો. એટલે તેમના સામો લશ્કર લેઇ ધસી ગયો. બહાદુરસીંહે પ્રથમથી પોતાના કેટલાક વિશ્વાસુ માણસોને દુશ્મનના લશ્કરમાં મોટા હોદ્દા ઉપર રખાવી દીધા હતા. તેમણે દુશ્મન રાજ્યોના દારૂગોળામાં છાણાંની રાખ અને કોલસા જેવી હલકી વસ્તુનો ભેગ કરી દારૂ તદ્દન નિરૂપયોગી કીધો હતો. બહાદુરસીંહે શત્રુદળને જોતાં તેમના ઉપર ભયંકર તોપોનો મારો શરૂ કર્યો. દુશ્મનોએ તોપો

ફોડવાનો પ્રયત્ન કર્યો, પણ તેમનો દારૂ ખરાબ હોવાથી ફુટી શક્યો નહિ. એટલે તુરત દુશ્મન દળમાં દાખલ થએલા બહાદુરસીંહના વિશ્વાસુ માણસો 'નાસો નાસો' કરી પુંઠ બતાવી નાસવા લાગ્યા. તેથી શત્રુ સૈન્યમાં ભંગાણ પડયું. તે તકનો લાભ લઇને બહાદૂરસીંહે ઘણા રાજાને કેદ કર્યા. જે પ્રથમથી નાશી છુટયા હતા, તેમનો પત્તો ન લાગવાથી તેમને શોધી લાવવા બહાદુરસીંહે ચારે તરફ પચાસ પચાસ માણસોની ટુકડીઓ રવાના કરી દીધી. તેવી એક લશ્કરી ટુકડી ચંદ્રપુરીના જંગલોમાં આવી પહોંચી. અને રાત પડવાથી તેમણે ત્યાં મુકામ કર્યો હતો. થોડીવાર પછી ભુલી પડેલી વીમળા ત્યાં આવી પહોંચતાં તેના અશ્વના ખોંખારવાથી બે સીપાઇઓ ત્યાં તેને શોધતા આવી લાગ્યા; અને વીમળાને શત્રુ સમજી કેવી રીતે કેદ કરી ગયા, તે આપણે આ પ્રકરણના પ્રારંભમાં વાંચી ગયા છીએ.

ધીરે ધીરે કુચ કરતાં તે લશ્કરી ટુકડી બીજે દીવસે મોતીમહાલ આવી પહોંચી. સૈન્યાધ્યક્ષને રાજ્યકેદી બતાવતાં તેના હુકમથી ખાસ રાજ્યદ્રોહીને રાખવાના રાજ્યમહેલની પાસેના ભયંકર કેદખાનામાં ગરીબ બીચારી વીમળાને પુરી દીધી. કીસ્મત્ જ્યારે રૂઠે છે; ત્યારે સવળાનું અવળું આવી જ રીતે થાય છે, વીમળાએ ભયથી બચવા સારૂ પુરૂષ પોષાક ધારણ કર્યો; ત્યારે તે પોશાકે તેને ભયંકર કેદખાનામાં પુરી

બે દીવસથી વીમળાને અહાર મળેલો ન હોવાથી તે કેદખાનામાં બેભાન અવસ્થામાં કેટલીક વાર અચેતન પડી રહી જ્યારે તે જાગૃત થઇ ત્યારે તેણે જોયું કે એક શ્યામ વસ્ત્રધારી માણુસ તેની સમીપ બેઠેલું હતું. અંધકાર હોવાથી આવનાર માણુસ દોસ્ત છે કે દુશ્મન તે વીમળા સમજી શકી નહિ. તેથી વીમળા ભયથી ચીત્કાર કરી દૂર નાસી ગઇ. આથી તે અજાણી આકૃતિ તેની સમીપ જઇ વીમળાને શાન્તવન દેવા લાગી. "ગભરાવો નહિ મારા પ્રાણુ ! હુ દોસ્ત છું, દુશ્મન નથી." એમ કહી તેમણે પોતાની પાસેનો ગુપ્તદીપક પ્રગટ કરી શ્યામ વસ્ત્રો દૂર ફેંકી દઇ પોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થઇ. તો વીમળાને જણાયું કે આવનાર એક અનુપમ અપ્સરાનું ગુમાન તજાવે તેવી સૌન્દર્યવતી યુવતી હતી. તેથી વીમળાએ આશ્ચર્યસહ તેને પૂછ્યું." બ્હેન! તમો કોણ છો, અને ક્યાંથી આવ્યાં છો; તે કૃપા કરીને કહેશો ?"

"ઊંહ! એવું ન બોલો મારા પ્રાણુ! હું બહાદુરસીંહની પટરાણી જયમતી તમારી ભગીની નહિ; પરંતુ પ્રેમની ભાગીની થવા આવી છું તમોને મારા સીપાઇએ કેદ કરી લાવતા હતા; ત્યારથી તમારૂં અનુપમ સૌન્દર્ય જોઇને હું દીવાની બની ગઇ છું. તેથી તમારી પર્યંક શાયિની કરી મને ઉપકૃત કરશો. તમારા પ્રેમના બદલામાં તમોને તુરત કેદથી મુક્તિ મળશે." આવનાર સ્ત્રીએ ખુલાસો કર્યો.

તેની અયોગ્ય માગણી સાંભળી ગભરાએલી વીમળા ઇજ્જત કેમ સાચવવી તેના ગહન વિચારમાં પડી. જયમતીના કષ્ટમાંથી છુટવા પોતે (વીમળા) ખરા (સ્ત્રી) સ્વરૂપમાં પ્રકટ થાય; તો બહાદુરસીંહ પાસે શીયળનો બચાવ કરવો મુશ્કેલ હોવાથી તે ભેદ ખોલાય તેમ નહોતો. તેથી તેણે મર્મમાં કહ્યું:–"બ્હેન! તમારી ઇચ્છા મારાથી સફળ થશે નહિ, માટે મને માફ કરો."

"વ્હાલા! ગૃહસ્થનો ધર્મ શું છે? તૃષાતુર પથીકને જળદાન કરવું–કે ધક્કો મારી દ્વાર આગળથી દૂર કરવો?" જયમતીએ પૂછ્યું.

"યાચકને યથાશક્તિ દાન આપવું એ દરેક માનવની ફરજ છે. પણ જે વસ્તુ ઉપર અન્યનો હક્ક છે, તે વસ્તુનું દાન ચોરીથી આપી શકાય નહિ; એ ધર્મનો કાયદો છે." વીમળાએ કહ્યું.

"ધર્મના અસત્ય બ્હાનાં બતાવી બચવું, એ બાયલાનું કામ છે."

"ભલે! આપને યોગ્ય લાગે તેમ કહો." વીમળાએ નમ્રતા દર્શાવી.

"નહિ, નહિ, મારા નાથ! એમ ન કહો. મને નિરાશ ન કરો. હું આપને શરણે આવેલી છું. આપની કીંકરી ગણી મહારી ઇચ્છા પૂર્ણ કરો. આપના અનાદરથી મૃત્યુનો દેવતા મારી વાટ જોઇ રહ્યો છે. તેનાથી મને બચાવો, બચાવો."

એમ કહી જયમતી સ્ત્રી ચરીત્ર કરતાં રૂદન કરવા લાગી.

"બ્હેન ! બ્હેન ! વ્યર્થ શોચ ન કરો. સુંદર દેખાતું મૃગજળ વદન નિરૂપયોગી હોય છે." વીમળાએ અધીક મર્મમાં કહ્યું.

"પ્રાણ ! હું અહીં જ્ઞાન ગોષ્ટિ કરવા આવી નથી." જયમતીએ કહ્યું.

"અને મેં તમોને બોલાવ્યાં પણ નથી. માટે આપ સુખેથી સ્વસ્થાને પધારો." વીમળાએ વીનતિ કરી.

"ઓ કંગાળ કૂતરા, હું કોણ ? હું મહાન રાજાની પટરાણી. તેનો તિરસ્કાર. મારા સૌન્દર્યનો ઉપભોગ દેવતાને પણ દુર્લભ છતાં તારા પ્રેમની ભીક્ષુક બની તારી પાસે રતિ ક્રિડાની યાચના કરી. તેનો બદલો મારૂં અપમાન કરી તેં તારા મૃત્યુને આમંત્રણ કર્યું છે. હજુ પણ સમજ. નહિ તો તારૂં મોત તૈયાર છે." જયમતીએ ગુસ્સાથી કહ્યું.

વીમળાએ પ્રત્યુત્તરમાં તીરસ્કાર સૂચક દૃષ્ટિથી ફક્ત મંદહાસ્ય કર્યું.

જયમતીથી વીમળાએ કરેલો અનાદર સહન થયો નહિ. તેના રોમેરોમ વૈર લેવાનો જુસ્સો વ્યાપી રહ્યો. તત્ક્ષણે પાસે છુપાવેલું ખંજર કહાડી વીમળાનો પ્રાણ લેવા ધસી ગઇ. વીમળાને ગરદનમાંથી પકડી જમીન ઉપર પટકી, તેની છાતીમાં ખંજર ખોસી દીધું. અને આ રમણીના રૂપમાં છુપાયલી રાક્ષસી કેદખાનામાંથી ગુપ્ત માર્ગે રાજ્યમહેલમાં ચાલી ગઇ.

# પ્રકરણ ૨૩

## ધાર્મીક ધુતારો

ઇશ્વરની લીલાને કોણ સમજી શકે છે ? પાપીનો વિજય કરી તે તેને પળવાર અંધ બનાવી દે છે. ભોળા બિચારા મનુષ્યો અસત્ય માર્ગે જનારા એમાંજ અંજાઇ જઇ એવું ધારી બેસે છે કે આવી સ્થીતિ હમેશાં જળવાઇ રહેશે. અને સ્વભાવથી સર્પ છે; એવા પાપ આચારને મિત્ર કરી દુધ પાય છે, ઉછેરે છે; અને પોતાના હાથેજ પોતાના દુઃખની યોજના તૈયાર કરે છે. (પાપ અને પશ્ચાતાપ)

*　　*　　*　　*

ચાર કલાકથી નીશાદેવી પોતાનો અમલ પૂર ઝડપથી વધારતી હતી. ખેતરોમાં ઘુવડનો અવાજ, તમરાંનો નાદ, અને શીઆળવાંના શોર બકોર શીવાય બધું શાન્ત હતું. આવા ભયંકર સમયે ચાર મનુષ્યો પોતાના સ્કંદ ઉપર એક મોટી પેટી ઉચકી અરણ્યમાં આવી પહોંચ્યા. તેઓ પેટીના ભારથી શ્રમિત થએલા હોવાથી સ્હેજ વિશ્રાંતિ લેવા માટે પેટી ખભા ઉપરથી ઉતારી. તેજ ક્ષણે બાજુમાંથી એક સફેદ આકાર

મોંમાથી ફોસફરસની જવાળાઓ કહાડતો ઝડપથી પ્રકટ થયો. પેટી ઉંચકનારાઓ તેને ભૂત સમજી ભયથી પેટી મૂકી નાસી ગયા. એટલે તે સફેદ આકાર આનંદિત મુખે પેટી સમીપ આવી પહોંચ્યો. તે વખતે નીશાકાન્તે પોતાનો રૂપેરી પ્રકાશ સહેજસાજ પૂર્વ દીશામાંથી પ્રસરાવ્યો હતો. તેના અજવાળાની સહાયથી તે સફેદ આકારે પેટીને વાસેલું તાળું યુક્તિ પ્રયુક્તિથી તોડી નાખી પેટીનું ઢાંકણુ ખુલ્લું કર્યું. પેટીનાંથી તેણે દ્રવ્ય સંપાદન કરવાની લાલસા રાખી હતી. પણ તેમાં તે નિરાશ થયો. કારણ કે અંદર દ્રષ્ટી કરતાં તેણે એક પુરૂષનું શબ પડેલું દેખ્યું. તેથી તે આશ્ચર્યમાં ગરકાવ થયો. 'શબ કોનું હશે ? તેનો ખુની કોણ ? ખુન કરવાનું કારણ શું ?' વીગેરે વીચારમાં તે લીન થઇ ગયો. તેટલા વખતમાં શબને તાજી હવા મળવાથી તે ધીરેથી હાલવા લાગ્યું. એટલે તે સફેદ આકારે તેને સાચવીને બહાર કાઢતાં તે નિર્જીવ જણાતા દેહમાં ચેતન માલુમ પડયું. પરંતુ તેની છાતીમાં ઉંડો ઘા લાગેલો હોવાથી તેમાંથી પુષ્કળ રક્ત નીકળતું હતું તેની વેદનાથી તે પુરૂષ બેભાન પડયો હતો. રક્ત પ્રવાહ બંધ કરવા માટે તે સફેદ આકાર કોઈ જંગલી ઝાડનાં પાંદડાનાં રસ કાઢી લાવ્યો. તે રસ ઘા ઉપર મસળવા માટે તે શબ તુલ્ય પુરૂષનાં વસ્ત્ર કાઢવા લાગ્યો. તો તેણે આશ્ચર્ય સાથે જોયું કે તે શબ તુલ્ય જણાતો આકાર પુરૂષનો નહિ; પણ રંભાને

લજાવે તેવી સ્ત્રી હતી.

તે સફેદ આકારે ઘાયલ સ્ત્રીને જંગલી ઝાડનો રસ ચોપડવાથી રક્ત પ્રવાહ બંધ થઇ ગયો હતો. પણ હજુ સુધી તે અચેતન રહેવાથી તે સફેદ આકારે પાસેના પોતાના મકાનમાંથી ગુલાબજળ લાવી તેના મુખ ઉપર છાંટવાથી તેણે પોતાનાં નેત્ર ખુલ્લાં કર્યાં. અને તે સફેદ આકારની મદદથી તે સ્ત્રી મહા પરીશ્રમે પેટીમાંથી બહાર નીકળી. તેણીએ ઘણા મંદ; પણ મધુર સ્વરે પ્રશ્ન કર્યો, "ભાઇ! મને જીવતદાન આપનાર આપ પરોપકારી મહાત્મા કોણ છો?"

"મૈયા! હું આ પાસેના વિશ્વેશ્વર મહાદેવનો પુંજારી છું. મારૂં નામ રામદાસ છે." તે સફેદ ઠગે ભોળી માછલીને પકડવા જાળ પાથરી.

"મહાત્મન્! મને થોડાક દીવસની વિશ્રાંતિ સારૂ આપના મકાનમાં કૃપા કરીને રહેવા દેશો." ઘાયલ સ્ત્રીએ વીનંતિ કરી.

"હાં, હાં, મૈયા! કુચ્છ ફીકર મત કરો. હમેરી ગરીબકી ઝુંપડી ઔર હમેરા યહી પંચભુતકા બનેલા પોંજરા (શરીર) આપ જયસે દુ:ખી કે લીએ હય." દેખીતા મહાત્માએ માછલીને સારૂ જાળમાં લાલચનો ગલ લગાડયો.

"આપ મારા ધર્મના પિતા છો; કૃપા કરી મુને

તમારી ઝુંપડીમાં લેઈ ચાલો. મારાથી ઉભુ રહેવાશે નહિ." તે દુઃખી સ્ત્રીએ પુનઃપ્રાર્થના કરી.

"ચલો, મૈયા ! ચલો" એમ કહી તે પરોપકારી મહાત્મા (!) ઘાયલ સ્ત્રીને પોતાના મકાનમાં તેડી ગયા.

ઉપરની વાતચીતથી વાંચકને માલૂમ પડ્યું હશે કે તે દુઃખી સ્ત્રી પ્રકરણ–૨૨ મા અંતમાં કહેવાનુસાર જયમતીથી ઘાયલ થએલી વીમળા હતી. જયમતીને પોતાનું પાપ પ્રકટ થવાની ધાસ્તી લાગવાથી તેણે કેદખાનાના ગુપ્ત માર્ગેથી વીમળાને મૃત્યુ પામેલી સમજી પોતાના વિશ્વાસુ નોકરોની મારફત પેટીમાં ઘાલી જંગલમાં દાટી દેવા સારૂ મોકલી દીધી હતી. ત્યાંથી કાળના અદ્‌ભુત પંઝામાં કીસ્મતના ફરેબથી ફસી તે સફેદ ઠગ મહાત્મા રામદાસની કપટ જાળમાં જકડાઇ તેના મકાનમાં જવા લાગી. રામદાસનાં કૃત્યો મુંબાઇની સોનેરી ટોળીને ભુલાવે તેવાં સોનેરી ફરેબો અથવા ભેદ ભરમોથી ભરપુર હતાં, તેનું સવીસ્તર વૃતાંત નીચે પ્રમાણે છે.

## (રામદાસ મહાત્માનું પૂર્વ વૃતાંત)

રાજનગરમાં ગુલાબદાસની ગણત્રી લક્ષાધિપતિ શેઠીઆ-ઓની પંક્તિમાં પ્રથમ થતી હતી. પણ તેમની અઢકળ સંપત્તિ ભોગવવાને માટે છેક વૃદ્ધાવસ્થા સુધી સંતતિ થઇ નહોતી. તેઓ પુત્રની ઇચ્છાથી ઘણાં વ્રત, દાન, અને સંત

સેવા કરતા હતા. તેથી અંતે ઈશ્વરને તેઓની અરજ સાંભળવાની ફરજ પડી. લગભગ સાઠ વરસની ઉમ્મરે તેમને ત્યાં પુત્રનો જન્મ થયો. તેનું નામ શશીકાન્ત પાડયું. શ્રીમંતને ત્યાં મોટી ઉમ્મરે એકનો એક પુત્ર હોવાથી શશીકાન્તને પુરા લાડ કોડમાં ઉછેરવા માંડયો. તેર વર્ષની ઉમ્મરે તેનું લગ્ન તેના જેવા શ્રીમંતની કન્યા કંચનકુમારી સાથે થયું હતું. કંચનકુમારીના સૌન્દર્યનું વર્ણન કરવા માટે એક મોટો ગ્રંથ રચવામાં આવે; તો પણ તે અપૂર્ણ રહે તેમ હતું. કંચનકુમારીને તેના પીયરમાંથી નીતિનો ખજાનો મળેલો હોવાથી તે શુદ્ધ પતિપારાયણ હતી. એક દીવસે શશીકાન્ત ઉર્વશીનો નાટ્ય પ્રયોગ જોવા ગયો ત્યાં તેણે ઉર્વશીનો નાચ, મોહક નખરાં, અને નીર્લજ્જ હાવભાવ જોઇ, પોતાની સ્ત્રીને તેવી ચાલાક (!) બનાવવાનો વિચાર કર્યો. ઉર્વશીનો પાર્ટ કરનાર દીલ્હીની નામીચી વેસ્યા હતી; તેને શશીકાન્તે માસીક સો રૂપીઆ પગાર ઠરાવી પોતાની સ્ત્રીને તેવી એકટીંગ શીખવવાને માટે બોલાવી આણી. કંચનકુમારીએ તિરસ્કાર વૃત્તિથી તેવી નીચ વેસ્યાનું મોં જોવાને સારૂ ના પાડી. તો પછી એકટીંગ શીખવાની વાતજ શી ? શશીકાન્તે તે નિર્દોષ અબળાને સખ્ત મારમારી પોતાની ઇચ્છાનુસાર નાચ-ગાન શીખવવાને માટે ફરીથી સમજાવી. પણ પરીણામમાં સાફ ના પાડવાથી તેનો પ્રેમ કંચનકુમારી ઉપરથી ઉઠી ગયો. અને તે રાત દીવસ

દીલ્હીવાળી વેષ્યા એકટ્રેસને ત્યાં રહેવા લાગ્યો. ત્યારથી તેની આસપાસ હાજીહા કરનારા, મિત્રોનાં ટોળેટોળાં ફરી વળ્યાં. આ વાતની તેના પિતાને જાણ થતાં તેના ઉપર સખત દેખરેખ રાખવા માંડી. તેથી તેના હલકા સોબતીઓની શીખવણીથી, મદદથી, તેણે ગુલાબદાસનું ખુન કર્યું. પિતાના મૃત્યુ બાદ શશીકાન્તને સ્વતંત્રતા મળવાથી લક્ષ્મીએ પગ કરી નાસવા માંડયું. નગરમાં નવી રામજણી આવતાં સ્વાર્થી મીત્રો વેષ્યાને નામે હજારો રૂપીઆ ઉડાવી જતા. કોઇ આબરૂદાર કુટુંબની રૂપાળી સ્ત્રી જણાતાં તેને મેળવવા સારૂ સેંકડો રૂપીઆનું બળીદાન થતું હતું. લક્ષ્મીને તણવત સમજનારી કુળવાન બાળાઓને જબરજસ્તીથી ઉપાડી જતા. અને તેના ઇનામમાં બાગ-બગીચા લખાવી લેતા. એક વખત સાયંકાળે બાગમાં ત્રણ કુંવરી કન્યાઓ એકલી સહેલ કરતાં જોઇ તેઓની બુમોની દરકાર કર્યા વગર શશીકાન્તના મીત્રો તેમને ઉપાડી ચાલતા થયા. મધ્યરાત્રીના સમયે તેમને શશીકાન્તે બળાત્કારની ધમકી આપવાથી તેઓએ પોતાનું કૌમારવ્રત જાળવવા સારૂ પાંચમા માળની બારીએથી પડતું નાખી આપઘાત કર્યો. આવાં ઘણાં ખુન શશીકાન્તના વિષયાંધપણાથી થયાં હતાં. પરંતુ લક્ષ્મીદેવીની મદદ વડે દરેક ગુન્હામાંથી લાંચીઆ અધીકારીઓના હાથમાંથી તે નિર્દોષ ઠરી છુટી જતો હતો. આ વખતે તેના દુર્ભાગ્યની

અસિ તેની ગરદન ઉપર લટકી રહી હતી. મરણને શરણ થએલી કુમારિકાઓ રાજા સુજાનસીંહની દુહિતાઓ થતી હતી. રાત્રિનો ઘણો સમય વ્યતિત થવા છતાં તે નિર્દોષ બાળાઓ ઘેર ન જવાથી તેની તપાસને માટે ઠામોઠામ સીપાઇઓ ફરતા હતા. તેઓ મધ્યરાત્રિના સમયે જે વખતે કુમારીકાઓએ પડતું નાખ્યું તેજ સમયે ત્યાં આવી લાગ્યા. તેઓએ પોતાના માલીકની કન્યાઓની આવી દુર્દશા જોઇ તરતજ શશીકાન્તના ભુવનને ઘેરો ઘાલ્યો. પછી સુજાનસીંહને આ સમાચાર પહોંચાડયા. સુજાનસીંહે ક્રોધને વશ થઇ તપાસ કર્યા વિના શશીકાન્તના મહેલને તોપથી ઉરાડી મુકયો. તેમાંથી શશીકાન્ત ગુપ્ત ભોંયરાને માર્ગે થઇ વેષ બદલી નાસી છુટયો. સાધુ બની શશીકાન્ત એક દીવસ જયગઢમાં ભીખ માગતો હતો ત્યાં એક પુરાણી રામાયણની કથા કરતા હતા તેમાં તેણે સાંભળ્યુ કે "રામનામ ચિંતામણી છે." આ ઉપદેશ શશીકાન્તના સાંભળવામાં આવતાં બીજે દીવસે સવારમાં ભગવાં વસ્ત્રો ધારણ કરી મહાન સંન્યાસીનો ડોળ ધારણ કરી ગામ બહાર સરોવર ઉપર જઇ બેઠો. અને મોટેથી રામનામનો ઉચ્ચાર કરવા લાગ્યો. મુળ શ્રીમંત કુટુંબનો હોવાથી તેનો ચહેરો ઘણો ભવ્ય હતો, તે સંન્યાસીના વેશમાં અધીક દીપી ઉઠયો. બીન સ્વાર્થથી રામનામનો જપ કરવાથી તેની પાસે ધીરે ધીરે ઘણા ભકતો આવવા લાગ્યા. તે સર્વની

સાથે વાતચીતમાં પણ રામ રામ શીવાય બીજું કશું બોલતો નહિ.

દરેક પ્રસંગમાં ફક્ત રામ રામ સિવાય અન્ય ઉચ્ચાર ન કરવાનો દ્રઢ નિશ્ચય તેણે કર્યો હતો. આથી તે જયગઢમાં રામદાસ નામથી મહા પ્રસિદ્ધ થયો. રામદાસે કોઇની પાસે યાચકવૃત્તિ ન કરવાથી તેની કીર્તિ જયગઢની ચોમેર ફરવા લાગી. અંધશ્રદ્ધાળુ, ભાવિક ભક્તોનાં ટોળેટોળાં મહારાજના દર્શનાર્થે ઉભરાવા લાગ્યાં. અન્ન, વસ્ત્ર અને દ્રવ્યના ઢગલા થવા લાગ્યા. રામદાસ દીવસના કોઇના દેખતાં અન્ન પ્રાસન કરતા નહિ; પરંતુ રાત્રે નીરાંતે બે ટંકનું ભોજન સાથે કરી લેતા; અને મળેલી લક્ષ્મીને જમીનમાં સંતાડી દેતા. જગત્‌ને ઠગવાને માટે મળેલાં વસ્ત્રોને હાથ પણ લગાડતા નહિ; અને આવેલા અન્નને લૂંટાવી દેતા. આવી રીતે ઘણા દીવસ વીત્યા પછી ચોમાસાના દીવસો નજીક આવવા લાગ્યા. ભાવીક ભક્તોને તેથી રામદાસ મહારાજના નિવાસ માટે ચીંતા થવા લાગી. તેઓએ ગામમાં લખણી કરી રૂપીઆ ભેગા કરી એક સુંદર રામજીનું મંદિર બંધાવી રામદાસ મહારાજને અર્પણ કર્યું. હવે મહારાજનો દમામ ધીરે ધીરે વધવા લાગ્યો. વધારે દ્રવ્ય કેમ સંચય થાય; અને પોતાનું મહાત્મ કેમ વધે; તેના ઉપાયો મહારાજ કરવા લાગ્યા. તેથી તેઓ સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં સાંજ સહવાર આરતી સમયે ભેગાં કરી છુટથી

પ્રસાદ વહેંચવા લાગ્યા. વળી છાનામાના કેટલીક સ્ત્રીઓને પતિ વશ કરવાની; તો કેટલીક સ્ત્રીને પુત્ર થવાની બાધા આપવાના બહાને તેમનું યૌવન લુંટવા લાગ્યા. રામદાસ બાલ્યાવસ્થાથી પરસ્ત્રીને ફસાવવાના ઉપાય તો સારી રીતે જાણતો હતો. તે મુજબ કેટલીક સ્ત્રીઓને લક્ષ્મીની લાલચ આપી, પોતાની પાપી વાસનાને વશ કરી હતી. ઘણી ભોળી અજ્ઞાન અબળાઓએ મહારાજને ઈશ્વર તુલ્ય માની સ્વર્ગની ખોટી વાંચ્છનાથી પોતાનો દેહ અર્પણ કર્યો હતો. કેટલીક કુલટા કામીનીઓએ તેના મોહક ચહેરાને તાબે થઇ પોતાના પતિવ્રતને તીલાંજલી આપી દીધી હતી. રામનામ ચીંતામણી એ ધર્મને નામે ધૂતનારા; ધાર્મિક ધુતારાને; કંચન અને કામીની મેળવી આપી.

રામદાસની લોભીવૃત્તિ રાજ્ય મેળવવા ફાંફાં મારવા લાગી. તેથી તેણે જનસમાજનો પ્રેમ મેળવવા સારૂ એક નવીન યુક્તિ શોધી કાઢી. નગરમાં ગલીએ ગલી ફરી નાનાં મોટાં બાળકો ભેગાં કરી તેમને રામનામ જપાવા લાગ્યો. અને રામજીનો પ્રસાદ વહેંચવા લાગ્યો. તેના બદલામા તે કોઇની પાસે ભીક્ષા પણ લેતો નહિ. કોઇ ભીક્ષા આપવા આગ્રહ કરે ત્યારે તે કહેતો કે રામજી જ્યારે પોતાના હાથે ભોજન કરાવશે ત્યારે તે ભોજન કરશે. આવો એણે નિયમ ધારણ કરેલો હોવાથી તે ભીક્ષા લેતો નથી.

રામદાસ મહારાજે જ્યારે રાજ્ય મેળવવા માટે રામ નામ ચીંતામણીનો અર્થ કેવળ પોતાની લોભી કલ્પનાશક્તિ પ્રમાણે કર્યો હતો, ત્યારે જયગઢના રાજ્ય મહેલમાં તે વખતે જુદોજ બનાવ બનતો હતો. X X X

જયગઢના રાજા રાયસીંહને ચંપા, મેના, અને મોહીના નામની ત્રણ રાણીઓ હતી. ચંપાને સંતાનમાં સુમતીકુમાર નામે એક પુત્ર, અને સત્યવતી નામે એક પુત્રી હતી. મેનાને કંઇ ફરજંદ હતું નહિ. અને મોહીનીને એક પ્રેમરાય નામે પુત્ર હતો. સુમતીકુમારની ઉમ્મર વીસ વરસની હતી, જ્યારે પ્રેમરાયની ઉમ્મર ફક્ત ત્રણ વરસની હતી. એટલે ગાદીનો ખરો હકદાર વારસ સુમતીકુમાર હતો. પણ રાયસીંહ મોહીનીના રૂપ ગુણમાં એટલો બધો લુબ્ધ બની ગયો હતો કે તેણે પોતાના અવશાન પછી પ્રેમરાયને ગાદી આપવાની ખાસ ગોઠવણ કરી હતી. ચંપાથી આ અણધાર્યો ફટકો સહન થઇ શક્યો નહિ, તેથી તેણે ઇર્ષાગ્નિમાં દગ્ધ થઇ પ્રેમરાયનો નાશ કરવા અનેક પ્રપંચ કામે લગાડયા. પરંતુ રાયસીંહ અને મોહીનાની કુનેહથી સર્વ ઉપાય નિષ્ફળ નિવડયા. પરંતુ ચંપા અને તેની દાસીઓ તેથી નિરાશ થઇ નહિ. તેઓએ આપણા રામદાસ મહારાજની કીર્તિનાં યશોગાન સાંભળ્યાં હતાં. એક દીવસે રામદાસ મહારાજ છોકરાંને રામ નામનો જાપ રાજમહેલની ગઢી આગળ ભેગાં કરી જપાવતા

હતા, તેટલામાં ચંપાની દાસી કુમતિ આવી મહારાજને ઘણા વિનય પૂર્વક આગ્રહ કરી ચંપાની પાસે તેડી ગઇ. ચંપાએ મહારાજને અશરફીથી ભરેલી બે થેલી, અને ઘણાં કીંમતી જવાહીરો ભેટ ધરી પોતાના દુઃખનું વૃતાંત કહી સંભળાવ્યું. અને કોઇ પણ રીતે પ્રેમરાયનું મરણ થાય તેમ કરવા વિનંતી કરી. મહારાજ કંઇ જવાહીરો જેવી તુચ્છ (!) લાલચથી લોભાય તેવા ભોળા નહોતા. એટલે એમણે સુમતિકુમારને રાજગાદી મળે તો અર્ધ ગાદીનો ભાગ મળે તેવી રીતનો લેખીત દસ્તાવેજ કરી લેઇ પ્રેમરાયનું કાસળ કાઢી નાખવા કબુલ કર્યું.

પ્રપંચથી જય મેળવવાની લાલસાવાળા રામદાસ મહારાજનો પાપકુંભ પરીપૂર્ણ છલકાઇ ગયો હતો, તેથી અજ્ઞાન અને નિર્દોષ રાજ્ય કુસુમનો નાશ કરવાની વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થઇ. પણ કુદરતનું અદૃષ્ય રહેલું ઇન્સાફી ચક્કર રામદાસનો નાશ કરવાને માટે તેના શીર ઉપર ફરતું હતું, તેનું તે સ્વાર્થાંધ અને અવીચારી મૂર્ખને ભાન ન હતું.

રાયસીંહ અને મોહીના ઘણાં ઇશ્વર ભક્ત હોવાથી દરરોજ સાયકાળે રામદાસના મંદીરમાં દર્શન કરવા સારૂ આવતાં હતાં. સાથે બાળક પ્રેમરાયને પણ લાવતાં હતાં. આજે તે નિત્યના નિયમ પ્રમાણે દર્શન કરવા આવેલાં હતાં.

તેમને રામદાસે ચંપા રાણી સાથે કરેલી ગોઠવણ મુજબ પ્રાણઘાતક સોમલના મેળવેલા મગસના લાડવા ઠાકોરજીના પ્રસાદ તરીકે આપ્યા. અપૂર્વ શ્રદ્ધાવાળા રાજા-રાણીએ પોતાના બાળકુમાર સાથે ભોજન સમયે કંઇ પણ શંકા વગર તે ખાધા. થોડીવારમાં પ્રેમરાયની આંખે તમ્મર આવી ગયાં. રાણી બેભાન બની ગઈ, અને રાજાના હાથ પગ ખેંચાવા લાગ્યા. આથી સર્વ દાસીઓમાં ભારે ગભરાટ ફેલાઇ રહ્યો. તેઓએ તુરત પ્રધાન અને રાજ્ય વૈદને રાજાની એકાએક બીમારીની ખબર આપી. ચતુર રાજવૈદે રાજ્ય કુટુંબનાં ચિન્હો જોઇ સોમલની પરીક્ષા કરી લીધી. પ્રધાનની તજવીજ ઉપરથી રામદાસને ત્યાંથી આણેલા લાડવાની વાત માલુમ પડી. પ્રધાન અને રાજ્યવૈદે તેથી એકમત થઇ તુરત રામદાસને પકડી કેદ કરવાનો હુકમ આપ્યો. ચંપા રાણી આ વખતે ત્યાં હાજર હતી, તેણે પોતાને માથે ભમતું ભયનું વાદળું સહેજમાં જોઇ લીધું. તેથી તેણે પોતાની પાસેનાં કીંમતી જવાહીરો છુપાવી લેઇ વેશ બદલી એકદમ રામદાસની પાસે જઇ તેને આવતા ભયનું સૂચન કરી પોતાની સાથે દૂર દેશ નાસી આવવા માટે જણાવ્યું. રામદાસ તેના કહેવા પ્રમાણે પોતાની સાથે કેટલાક કીંમતી દાગીના લેઇ ચંપા રાણી સાથે તરત જંગલમાં નાસી ગયો. રાજ્યવૈદની હુંશીઆરીથી ઘણા ઉપાયો કરતાં રાજ્ય કુટુંબને ઘણા વખતે સોમલની અસર નાબુદ થઇ.

રાજાને સંપૂર્ણ ભાન આવતાં જણાયું કે ચંપા રાણી રામદાસ સાથે નાસી ગઇ છે. એટલે તેણે દરેક નાના મોટા રાજાઓ ઉપર ચંપા અને રામદાસને પકડી કેદ કરવાના હુકમો ગુપ્ત રીતે લખી મોકલ્યા.

જયગઢથી નાસી છુટતાં રામદાસ મહારાજ પોતાની સાથે ઝવેરાત તથા હજાર સોના મહોરો લાવ્યા હતા. તે વડે તેઓએ વિશ્વપુરનાં જંગલોમાં જઇને અજ્ઞાન ભીલોને દ્રવ્યની લાલચો આપી ભીલોની ઝુંપડી તળે એક મોટુ વીશાળ ભોંયરૂં બંધાવ્યું. ભોંયરામાં મહાદેવનું દેવાલય, મહેલ અને વીશાળ પુષ્પ વાટીકા બનાવી. પોતાની છુપી ધારણા પાર પાડવા સારૂ ભોંયરૂં બનાવનાર કારીગરોને વારંવાર બક્ષિસો આપવા માંડી. તેથી કારીગરો તેને ઇશ્વર તુલ્ય માનવા લાગ્યા.

પોતાને સર્વ રીતથી અનુકુળ થઇ પડે, તેવું ભોંયરૂં તૈયાર થયા બાદ તે ઢોંગી ધર્મ ગુરૂએ કારીગરોને લાલચ આપી વિશ્વપુરમાં નવીન વાર્તા ફેલાવી કે હીમાલયના મહાત્મા પાતાળમાં થઇ વિશ્વપુરના જંગલમાં આવી છુપાઇ રહ્યા છે. મૂર્ખ અજ્ઞાનીઓએ આ ચમત્કારી વાતને સાચી માની કીંમતી ભેટો લઇ તેમના દરશન કરવા આવવા લાગ્યા. હીમાલયના દેવાંશી મહાત્માની વાતો ધીરેધીરે રૂપાંતર પામી દૂર દૂર દેશોમાં જઇ પહોંચી. તેથી ત્યાં યાત્રાળુઓનાં

ટોળેટોળાં દર્શન કરવા માટે આવવા લાગ્યાં. અને મહારાજશ્રીને કીંમતી ભેટો અર્પણ કરવા લાગ્યા. આપણા આ ઠગ મહાત્મા તેની જાણે દરકાર કરતા ન હોય; તેમ તે આવેલા દ્રવ્યનો એક ખુણામાં ઢગલો કરવા લાગ્યા. મહારાજે સ્વપ્નમાં પણ નહિ ધારેલું તેટલું ધન તેઓને એક માસની અંદર પ્રાપ્ત થયું. હવે તેઓની નજર રૂપાળી ભક્તાણીઓ તરફ ફરવા લાગી. કોઇને પતિ વશ કરવાની, કોઇને બાળક થવાની, કોઇને સદેહે સ્વર્ગે પહોંચાડવાની લાલચો આપી પોતાની નીચ પશુ વૃતિ તૃપ્ત કરવા માંડી. જે સ્ત્રીઓ મહારાજની કોઇ પણ લાલચમાં ન ફસાતાં પોતાનું શીયળ રત્ન સાચવી રાખતી હતી; તેઓનું મહારાજ પોતાના સાગ્રીતો પાસે હરણ કરાવી પોતાના ગુપ્ત ભોંયરામાં તેઓના ઉપર ઘણો અત્યાચાર ગુજારતા હતા. કેટલીક નિરપરાધી અબળાને ઉંધે મસ્તકે અહો નીસ લટકાવી રાખતા. કેટલીક સ્ત્રીઓને લોખંડના ઝીણા અણીવાળા ખીલા પાથરી તેના ઉપર સુવાડી–બાંધી રાખતા. કેટલીક યુવતિઓને કરવતથી વહેરી નાખતા.

તેઓનો આવો ભયંકર જુલમ જગતનીયંતાથી વધુ સહન થયો નહિ તેથી તેનો નાશ કરવા નીમીત્ત તરીકે વીમળાને તે પાપીના આશ્રમમાં મોકલી દીધી જેનું વૃતાંત પ્રથમ લખવામાં આવેલું છે. * * * *

વીમળાને ઘણું રક્ત વહી ગયેલું હોવાથી તે મહારાજના

મકાન સુધી જતામાં અચેતન થઈ માર્ગમાં ઢળી પડી. તેને મહારાજે બેભાન અવસ્થામાં પોતાના ગુપ્ત શયનગૃહમાં ઉંચકી આણી તેની સેવામાં બે દાસીઓની નીમણુંક કરી દીધી. બે દીવસમાં વીમળા સાવધ થતાં મહારાજની સ્વારી વીમળા પાસે આવી પહોંચી. વીમળાએ તેમને પ્રણામ કરી ઘણો ઉપકાર માન્યો. મહારાજે પ્રતિઉત્તરમાં જણાવ્યું; "એમાં ઉપકાર શાનો. મેં મારી ફરજ બજાવી છે, અને વીમળા, હું આશા રાખું છું કે તમે તમારી ફરજ બજાવશો." મહારાજે પોતાનો સ્વાર્થ સાધવા મર્મમાં કહ્યું.

"દયાળુ દેવ! આ તન, મન, અને ધન આપનુંજ છે." વીમળાએ હદ ઉપરાંત નમ્રતા–વીવેક બતાવતાં કહ્યું.

"આ તન, મન, અને ધન આપનું છે." એ વાક્ય જનસમાજમાં ખાસ વિવેક દાખલ બોલવાનો રીવાજ છે. અને તે ઘણા સજ્જનોમાં સાધારણ થઈ ગયેલો છે. વીમળાએ પણ તેવીજ રીતે "આ તન, મન, અને ધન આપનું છે." એમ વિવેક સારૂં કહ્યું હતું. તેનો એમ બોલવાનો હેતુ કોઈ રીતે દુષ્ટ નહોતો, પણ આ શયતાન રૂપી સાધુએ પોતાની વૃત્તિ તૃપ્ત થવાની આશામાં "આ તન, મન, અને ધન આપનું છે." એમ એક ડાયરીમાં લખી નીચે વીમળાની સહી કરાવી લીધી. શુરી અને સતી, ભોળી ક્ષત્રાણીએ ઉપકારના

બોજા તળે દબાતાં અર્થનો વિચાર કર્યા વીના સહી કરી આપી. મહારાજના હૃદયમાં ઇંદ્રાસન જીતવા જેટલો હર્ષ ઉછળી આવ્યો. પણ તે શાંત મુખમુદ્રા રાખી કેટલીક નીતિ અને વ્યવહારીક બાબતો ઉપર વીવેચન કરી ત્યાંથી ચાલ્યો ગયો.

વીમળાને મંદીરમાં આવવાને લગભગ એક માસ થઇ ગયો છે. તેનું શરીર મહારાજની ઘણી તજવીજથી પ્રથમના જેવું નીરોગી, અને સૌન્દર્ય સંપન્ન થઇ ગયું છે. આટલી લાંબી મુદત થઇ જવા છતાં વીમળા હજુ મહારાજના ગુપ્ત શયનગૃહમાંથી બહાર નીકળવા પામી નથી. પોતાનું કપટ પ્રકાશમાં ન આવે તેટલા માટે હજુ વૈદોની સલાહ તમોને બહાર જવા દેવાની નથી, એમ કહી તેને ત્યાંજ રોકી રાખી હતી.

આજે મહારાજે પોતાના જન્મ દીવસનું અસત્ય બાનું બતાવી ગુપ્ત શયનગૃહમાં ઘણી સરસ રોશનાઇ કરાવી હતી, દાસ-દાસીઓને ઘણા સુંદર અલંકારો ધારણ કરાવ્યા હતા. વીમળાને પણ બહુ મૂલ્યવાન વસ્ત્રો, અને જવાહીરોના દાગીના પહેરાવ્યા હતા. રાત્રીના આઠ વાગતાં મહારાજ રામદાસ ઘણા કીંમતિ પોશાકમાં સજ્જ થઇ વીમળા પાસે આવી પહોંચ્યા. મહારાજ આવતાં નીત્યના નિયમ મુજબ તેમને દંડવત્ પ્રણામ કરી વીમળા થોડે દૂર પોતાના આસન ઉપર બેઠી.

પતિવૃતાની પ્રતિમા, સત્યના પ્રભાવથી ક્ષણમાં કલ્યાણ

કરનારી સતી દેવી વીમળાનો આશીર્વાદ મેળવી લેવાને બદલે જીવતાં નર્કની ખાડીમાં ડૂબવા તૈયાર થયેલો, વીષયાંધ ગર્દભ એક ચોરની પેઠે પાપ રહીત વીમળાની અસાવધતાનો લાભ લેઇ તેના મુખચંદ્રથી પગની પાની સુધીના તમામ દ્રષ્ય અવયવોને ધીરેધીરે જોવા લાગ્યો, તેમ તેમ તેની દ્રષ્ટીમાં અંધકાર છવાઇ ગયો. વીમળા–તે શુદ્ધ કંચન હતી. તેના હ્રદયમાં સહેજ પણ વીકારને વાસ મળે તેમ નહતું, પરંતુ ચતુર વીમળા મહારાજને પોતાના તરફ નીહાળી નીહાળીને જોતાં તે દુષ્ટનો મનોભાવ સમજી ગઇ. તેથી શરમાઇ જઇ નીચું જોઇ રામદાસને કહ્યું:—

"મહારાજ ! આજે આપનો જન્મ દીવસ હોવા છતાં આપ ઊંડા વીચારમાં કેમ મશગુલ થઇ ગયા છો ?" મહારાજ વીમળાના પ્રશ્નથી ગુંચવાયા, પણ તુરત ધૈર્ય લાવી જવાબ દીધો.

"વીમળા, હુ તમારોજ વીચાર કરૂં છું. આપને યાદ તો હશેજ, કે એક દીવસે તમોએ મને લખી આપ્યું છે કે –આ તન, મન, અને ધન આપનું જ છે."–મહારાજે તન શબ્દ ઊપર ખાસ ભાર મુકીને કહ્યું.

"હા, મહારાજ, મને તે બરાબર યાદ છે." વીમળાએ જવાબ આપ્યો.

"અને તમે આપણા તે લેખીત કરારને પાળવાને ખરા

અંતઃકરણથી બંધાએલાં છો; કેમ ખરૂં ને ?" મહારાજે પુછયું.

એ પ્રશ્નથી વીમળા ચમકી. તો પણ ઇશ્વર ઉપર ભરૂસો રાખી તેણે જવાબ દીધો; "હા, હું તે પાળવાને માટે બંધાએલી છું."

"જ્યારે તમારૂં તન તે મારૂંજ છે; ત્યારે મારાથી જુદાઇ રાખી દૂર બેસવું, તે તમારા જેવી સૌન્દર્યશાળી સુંદરીને શોભતું નથી." મહારાજે મંગળાચરણનો પ્રારંભ કરતાં કહ્યું.

મહારાજની અયોગ્ય નિર્લજ્જ માગણીથી વીમળાનું શરીર કંપવા લાગ્યું. તેની આંખો સીંહણ ! જેવી ક્રોધથી તગતગવા લાગી. પરંતુ સ્વભાવે જન્મથી શાંત ક્ષત્રાણીએ ગોળે મરે તો વીખે મારવાની જરૂર ન જોઇ. શાંતિથી કામ લેવા ધાર્યું.

"મહારાજ ! આ તન આપનુંજ છે, એટલે જોડે બેસું કે દૂર રહું; તેથી આપને કોઇ રીતે લાભ–હાની નથી. આ તન આપનુંજ છે, એટલુંજ નહિ; પરંતુ સમસ્ત દેશનુ છે. દેશહીતનાં કાર્ય કરવા માટે ઇશ્વિરે સરજેલું છે.' વીમળાએ કહ્યું.

"અને તેટલા માટે આપને મારી સાથે તન-મનથી જોડવા હું ઇચ્છું છું. આપ મારી સાથે જોડાવો, તો આપણે આ કળીયુગના પગ નીચે કચરાતા અનેક જીવોનો ઉદ્ધાર કરી શકીશું." મહારાજે વીમળાનું સૌન્દર્ય લુંટવા માટે

પરમાર્થનો માર્ગ બતાવ્યો.

હા આ તન, તનનું દાન મારા પિતાએ શાસ્ત્રવીધિથી અગ્નિ દેવતાની શાખે બીજાને આપી દીધેલું હોવાથી, મારો તેના ઉપર અધિકાર નથી. એટલે તેની આશા આપને માટે આકાશ કુસુમવત્ છે. આપના જેવા મહાન ધર્મગુરૂના મુખમાંથી આવાં કળીયુગને પોસાતાં વચનો સાંભળી હું અજબ થાઉં છું."

વીમળાના શાંતિજનક સુમધુર શબ્દોથી કામીની વિહ્‌વળતા ઘટવાને બદલે વૃદ્ધિ પામી. પ્રતિપક્ષી જવાબ આપનાર ચતુર હોવાથી તેની સાથે વાદ કરવાનું–વાદમાં જીતવાનું રામદાસનું સામર્થ નહિ હોવાથી તેણે પોતાનું ધૈર્ય ખોહી દીધું. તેના મનમાં ક્ષણમાં અનેક તરંગો ઉઠયા; વીરામ પામ્યા, તેથી કંઇ કંઇ મુઝવણો થઇ આવી. પાપી પળવાર સ્થંભ્યો. અને પાછો ઉસ્કેરાએલા મગજે ઊઠયો. વીમળા, ચતુર વીમળા ચેતી ગઇ. પોતાની પાસે છુપાવેલું ખંજર બહાર કાઢી મહારાજ સામુ ધરી ઊભી રહી. કાળરૂપ ખંજરને દેખી બળાત્કાર કરવાના વીચારથી ઊભો થયેલો દુરાત્મા મૃત્યુના ભયથી ડગ્યો. અને ઇશકના અંજામમાં દીવાનો થયેલો ગમે તેમ બકવાદ કરવા લાગ્યો.

"સુંદરી ! સુંદરી ! આ તમારા ઉભરાતા યાૈવનની દયા

શું તમોને નથી આવતી ? ખીલેલું પુષ્પ તેની સુગંધ પ્રસરાવતા પહેલાં નાશ પામતું હોય તો તેને ગમે તે પ્રયત્ને બચાવી તેની સુગંધ લેવી એ દરેક માણસનો ધર્મ છે. ”

“જડ પદાર્થનો મુકાબલો ચૈતન્ય માણસની જોડે કરવો એ કેવળ મૂર્ખ મનુષ્યના મગજની ભ્રાન્તિ છે. ”

વીમળાના મોઢેથી ‘ મૂર્ખ મનુષ્ય ’ એ શબ્દ સાંભળી મહારાજના મગજની સ્ટીમ પંજાબ મેલથી ફાસ્ટ ચાલવા લાગી. તેમણે ક્રોધથી હાથ પગ પછાડવા માંડયા. અને એક તીણી સીસોટી મારી. સીસોટીનો સાદ થતાં અચાનક યમદૂતની સાક્ષાત મૂર્ત્તિને ભુલાવે તેવા કાળા હબસી જેવા પાંચ શસ્ત્ર ધારીએ તે ખંડમાં પ્રવેશ કરી વીમળાને હાથે પગે બંધન કરી ગુપ્ત રીતે ભોંયરામાં જ્યાં મહારાજે પોતાની પાપી ઇચ્છાઓની વીરૂદ્ધ થનારી નીરપરાધી સ્ત્રીઓને શીક્ષા કરવાનું ઠરાવ્યું હતું ત્યાં પ્રથમની કરેલી ગોઠવણ મુજબ મુકી ચાલતા થયા.

રામદાસે તે ભોંયરામાં જઈ તેને બંધન મુક્ત કરી પુનઃ વીમળાને સમજાવવા માંડી.

“વીમળા ! સમજ. કહેવાતું સ્વર્ગ મેળવવાની લાલસા જવા દઇ આ સૃષ્ટીમાં સ્વર્ગનું સુખ ભોગવ. આ તારા યૌવનનો અકાળે નાશ ન કર. મને તારા રૂપની દયા આવે છે. તેથી હજુ તને વીચાર કરવાને પાંચ મીનીટનો

ટાઇમ આપું છું. ”

“ રે મૂઢ ! મૃત્યુનો ભય કોને છે; દેહને કે આત્માને ? આત્મા અમર છે. કારણ કે આત્માને અગ્નિ બાળી શકતો નથી, શસ્ત્રો કાપી શકતાં નથી, જળ ડૂબાવી શકતું નથી, વાયુ શોષી–સુકાવી શકતો નથી, એમ કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહેલું છે. ત્યારે નાશવંત દેહના સુખ માટે દુષ્ટ કર્મો કરી મારૂં શીયળ રત્ન લુંટાવી પરલોક પ્રાપ્તિનો માર્ગ ક્ષણિક જીવનને સારૂં શા માટે બંધ કરૂં ? ”

“ ઇન્દ્રિયો ઈન્દ્રિયોના કાર્યમાં પ્રવૃત થાય છે, તેથી સુજ્ઞ માણસોએ તેનો હર્ષ કે શોક કરવો નહિ એમ પણ ભગવત ગીતામાં લખેલું છે ત્યારે વ્હાલી વીમળા, હું તને પુછું છું કે સ્ત્રી પુરૂષનો સંયોગ એ ઇન્દ્રિયોનું કાર્ય હોવા છતાં મનુષ્ય કેવી રીતે પાપનો ભોક્તા થઇ શકે ?

“ જેવી રીતે આત્માને અગ્નિ બાળી શકતો નથી, પરંતુ અગ્નિનો સ્પર્શ થતાં દેહને તેનું કષ્ટ ભોગવવું પડે છે તેવી રીતે.”

વીમળાની વાક્ય ચાતુરીથી મહારાજે કેટલીક ક્ષણ મૌન ધારણ કર્યું. પુનઃ ક્રોધાંત થઇ તે દુરાત્માએ વીમળાને કહ્યું:–

“વીમળા ! પાંચ મીનીટને બદલે દસ મીનીટ વીતી ગઇ છે. હવે હું ધૈર્ય કે શાન્તિ ધરી શકતો નથી.” એમ કહી તેણે સાથીદારોને વીમળાને અણીવાળા ખીલાની પથારી

ઊપર ફેંકી દેવા હુકમ કર્યો.

વીમળા મૃત્યુને સમીપ જોવા છતાં અડગ્ રહી. મૌન ધારણ કરી પાપીના સામું જોઇ તીરસ્કાર સૂચક દ્રષ્ટીથી મંદહાસ્ય કર્યું. પછી તેણે મનમાં ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી.

"અનસુયાના બાળક બની; કરી સતીની વહાર,
દ્રૌપદી કાજે વાદર બન્યા; કીચક ભુવન મોઝાર.
સાવીત્રી સીતા નર્મદા; કરી મદદ કીરતાર,
કરી કરૂણા સાહ્ય દો; વાસુ જગદાધાર."

સતીના અંતઃકરણની છેલ્લી ભક્તિ પૂર્ણ પ્રાર્થના પ્રભુએ સાંભળી. તત્ક્ષણે ગુપ્ત ભોંયરાનાં દ્વાર ઊઘડી ગયાં. અને વીમળાનો પ્રભુ; તેનો પતિ સત્યવીજય પંદર સશસ્ત્ર સૈનીકો સાથે આવી પહોંચ્યો. સૈનીકોએ સત્યવીજયની આજ્ઞાથી દાંભિક મહારાજ રામદાસને અને તેના પાંચ સાગ્રીતોને કેદ બનાવી વીમળાના બંધ છોડી નાંખ્યા.

વાંચક ! તમો સત્યવીજયના અચાનક આગમનથી આશ્ચર્ય પામતા નહિ. કારણ કે આપણે પ્રકરણ એકવીસના અંતમાં જાણ્યું છે કે વસંતસેને લત્તાના રક્ષક તરીકે સત્યવીજયને રામપુરનું રાજ્ય ઇનામ-ભેટ તરીકે આપી દીધું હતું.

રામપુરનું રાજ્ય જયગઢના તાબાનું ખંડીયુ રાજ્ય હતું. રાયસીંહને ઝેર દઇ ચંપાને લઇ નાસી છુટેલા રામદાસને

પકડવા માટે બીજા રાજ્યો સાથે રામપુરમાં પણ હુકમ આવી પહોંચ્યો હતો. વિશ્વપુર એ રામપુરના તાબાનું ગામ હોવાથી સત્યવીજયના છુપા જાસુસો ચમત્કારીક મહાત્માની હકીકત સાંભળી ત્યાં આવી પહોંચ્યા હતા. જયગઢથી આપેલા અંગ ઓળખના ચિન્હ મુજબ આ મહાત્માનાં શારીરીક ચિન્હ મળતાં હોવાથી એક જાસુસ મહારાજનો ભકત બની ત્યાં રહ્યો હતો. તેની ગુપ્ત તપાસમાં તે ભોંયરાનો ભેદ જાણી ગયો હતો. વધારે તપાસ કરતાં ભોંયરામાંથી રાયસીંહના દાગીના મળી આવતાં તેનો શક મજબુત થવાથી તે જાસુસે સત્યવીજયને સૈનીકો સાથે આવવા વીનંતી કરી. એટલે તેને પકડવા સારૂ જાતે આવી પહોંચ્યો હતો.

આપણે ઊપર વાચ્યું તેમ તેણે ઘણી અણીની વખતે વીમળાને બચાવી રામદાસને કેદ કરી જયગઢ મોકલી દીધો. જ્યાં તેને રાજ્ય આજ્ઞાથી ફાંસીની શિક્ષા થઇ.



# પ્રકરણ ૨૪

## શરીફ બદમાસ

આપણે અગીઆરમા પ્રકરણમાં વાંચી ગયા કે; અલકાપુરના રાજા જયમલને ઠગવા માટે લત્તાએ પોતાને ઋતુ પ્રાપ્ત થયાનું જણાવી ત્રણ દીવસનો વાયદો કરી મહેલનાં દ્વાર બંધ કરી પાછલે દ્વારથી પડતું મૂકી છટકી ગઇ હતી. જયમલને તેના વચનનો સંપૂર્ણ વિશ્વાસ હતો. તેથી ચોથા દીવસની રાત્રિ પડતાં તે ઘણા મોહક પોશાકમાં સજ્જ થઈ જે દીવાનખાનામાં લત્તાકુમારીને રાખી હતી ત્યાં ગયો પરંતુ દ્વાર બંધ જોવાથી તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું. અનેક તર્કો કર્યા પછી બંધ કરેલાં બારણાં જોરથી ખખડાવવા લાગ્યો. પણ અંદર કોણ હોય તે જવાબ આપે ? ઘણી બુમો પાડી થાક્યો પણ તેને જવાબ મળ્યો નહિ. ત્યારે તેણે ઘણી લાલચો બતાવી, પણ તે સર્વ ભુવનની ભીંતો–અને બંધ કરેલાં બારણાં સિવાય કોઇએ સાંભળી નહિ. તેથી તેના હવાઇ તુરંગો નષ્ટ થયા. એટલે એક સિપાઇને મોકલી રાજ્ય

મિસ્ત્રીને બોલાવી દ્વાર તોડાવી નાખી અંદર જઇને જોયું; તો લત્તા નહિ જોવાથી તે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. લત્તા કઇ બાજુથી પલાયન થઇ હશે તેની ઘણી તપાસ કરી પણ તેનો કંઇ નીર્ણય કરી શકયો નહિ. તેથી તે ઘણો નિરાશ થયો. તોપણ 'હિમ્મતે મરદા, તો મદદે ખુદા' એ કહેવાણીને યાદ કરી તેણે લત્તાને શોધી કહાડવાને ઉદ્યમનો આરંભ કર્યો. પોતાના રાજ્યમાંથી ચાલાક જાસુસોને ભેગા કરી તેમને અગણિત ઇનામોની લાલચ આપી લત્તાનો પત્તો ત્વરાથી મેળવવા કહ્યું. જાસુસોએ અનેક તરેહના વેષ બદલી જુદા જુદા સ્થળોમાં ફરી શોધ કરવા લાગ્યા. પરંતુ લત્તાની ભાળ ન મળવાથી કેટલાક નીરાશ વદને પાછા ફર્યા. અને કેટલાકે પોતાનો પ્રયાસ ચાલુ રાખ્યો.

એક જાસુસ સતત્ ઉદ્યમને અંતે લત્તા રૂપી સ્ત્રી રત્નની ભાળ મેળવવા અંતે ભાગ્યશાળી થયો. જે દીવસે તે ફરતો ફરતો ચપકપુરીમાં આવી પહોંચ્યો તે દીવસે ત્યાં વસંત-લત્તાનાં લગ્ન થનાર હોવાથી તે શહેરમાં ભારે ધામધુમ ચાલી રહી હતી. (તેમના લગ્નની તૈયારી વિષે આપણે એકવીસમા પ્રકરણના અંતમાં વાંચી ગયા છીએ) એક નાગરિકને તે વિષે પુછવાથી તેને લત્તાની સંપૂર્ણ હકીકત મળી. એટલે તે સત્વર પાછો પોતાના રાજ્ય ભણી ચાલતો થયો. અને જયમલને તે શુભ સમાચાર સંભળાવી દીધા.

જયમલે તત્ક્ષણે પોતાની સભા ભરી, અને સભામાં એક બીડુ મેલી પોતાની પ્રતિજ્ઞા જાહેર કરતાં કહ્યું કે :—" જે સખ્સ આ બીડુ ઝડપી ચંપકપુરીમાંથી લત્તાને કોઇપણ યુક્તિથી પકડી લાવસે, તેને હું મારૂ અર્ધું રાજ્ય ઇનામમાં આપીશ. પરંતુ બીડુ લેનાર સખ્સ પોતાના કાર્યમાંથી પછાત પડશે, તો તેનું શીર માારી શમશેરથી જુદું કરવામાં આવશે."

અર્ધા રાજ્યની મહાન લાલસાથી મુગ્ધ થઇ કંઇ ભય ન ધરતાં ચંદાવત નામના સિપાઇએ તે બીડુ ઝડપી લીધુ. એટલે જયમલે તેને શાબાશી આપતાં લત્તાને લાવવા માટે જે સામગ્રીની જરૂર હોય તે લઇ જવા માટે જણાવ્યું. એટલે ચંદાવતે એક લાખ રૂપિયાની સોના મહોરો લઇને મહાન રાજ્યવંશીના રૂપમાં પ્રયાણ કર્યું. પોતના સેવક તરીકે રાજાના ખાસ વિશ્વાસુ નોકરોને રાખ્યા હતા. ચંદાવત દર મજલ કુચ કરતાં થોડા દીવસમાં ચંપાનગરીની સમીપ જઇ પહોંચ્યો. ગામથી થોડે દૂર જંગલમાં મહાદેવના દેવળમાં તેણે પોતાનો મુકામ કર્યો. નગરમાં છુગાવેશથી ફરતા તેને માલૂમ પડયું કે ચંપાવતીનો નગરશેઠ ઘણો પાજી માણસ હોવા છતાં વસંતસેનનો ખાસ વિશ્વાસ પાત્ર છે. તેથી ચંદાવતે બીજે દીવસે ઝવેરીનો પોશાક ધારણ કરી નગરશેઠને ત્યાં ઝવેરાત વેચવાના બહાને ગયો. દૈવની અનુકુળતાથી તે વખતે નગરશેઠ સીવાય અન્ય માણસ કોઇ ન હોવાથી

ચંદાવતે કેટલીક સામાન્ય વાતો કરી તેની પાસેનાં ઝવેરાતો નગરશેઠને બક્ષિસ કર્યાં. ઝવેરાતના ચળકાટથી નગરશેઠની બુદ્ધી અને આંખો ગુમ થઇ જવાથી તે પાપિષ્ટે તેના બદલામાં લત્તારાણી મેળવી આપવાનું વચન આપ્યુ અને લત્તાને કેમ ફસાવવી તેનો વીચાર કરવા તેણે પોતાની સ્ત્રીને બોલાવી. તે શ્યામ કૃત કરનારી ત્રિપુટી બાગમાં આવેલા શેઠના ખાનગી મકાનમાં ગઈ. ત્યાં તેમણે કેટલોક સમય વીચાર કરી એવો નિશ્ચય કર્યો કે બીજા દીવસે ઉજાણી નીમિત્તે લત્તાને બાગમાં સાયંકાળે તેડી લાવવી. અને ત્યાંથી ચંદાવતે પોતાના માણસો પાસે તેને ઉપડાવી નાસી જવું. પછી ચંદાવતે પૂછયું :—

"પણ શેઠજી, હું લત્તાને ઓળખતો નથી; માટે લત્તાના બદલામાં કોઇ યુવતિને લેઇ ન જવાય તેને સારૂ કોઇ પ્રકારની મને નીશાની કહો."

શેઠાણી:–"જેણે વધારે કીંમતિ વસ્ત્રો પહેર્યાં હોય, તેને લત્તા સમજવી.'

ચંદાવત:–"બસ, હવે એટલી નીશાની બસ છે. હવે આપ અત્યારે રાજ્યમહેલમાં જઇ લત્તાને ઉજાણીમાં આવવાનું કબુલ કરાવી આવો, એટલે બેડો પાર."

શેઠાણી:–"તેને માટે તમારે મુદ્દલ ફીકર કરવી નહિ. તેને બાગમાં બોલાવી લાવવી એતો મારૂં જ કામ છે. જાઓ

હવે ખુશીથી આપના મુકામ ઊપર પધારો. કાલ સાયંકાળે આપના માણસોને તૈયાર રાખી અંતરે પધારજો અને મારૂ ઇનામ લાવજો.

ચંદાવત બહુસારૂ કહી પોતાના મુકામ ઊપર ગયો. અને શેઠાણી લત્તાને મળવા શેઠની ગાડીમાં બેસી રાજમહેલમાં ગઇ.

'ખાડો ખોદે તેજ પડે, એવું બનવાનાં દ્રષ્ટાંતો આપણે ઘણી વખત સાંભળ્યાં છે. શ્યામ કૃત્યની ત્રિપુટીના સબંધમાં પણ તેવુંજ થયું. 'કરે તેવું પામે' નો સત્ય અનુભવ તેમને મળી ચુક્યો.

શેઠાણી શેઠની રજા મળતાં રાજ મહેલમાં ગઇ. એટલે લત્તાએ તેનો સારો સત્કાર કરી સ્ત્રીએ ત્યાં આવવાનુ કારણ પૂછ્યું.

શેઠાણી:- " બહેન ! કાલે મારા વીનોદચંદ્રનો જન્મોત્સવ હોવાથી મારા બાગમાં માતાજીની ઉજાણી કરવાની છે. કાર્યની અડચણને લીધે પ્રભાતમાં આવી શકાય નહિ; તેમ ધારીને ઉજાણીમા પધારવાને માટે આપને અત્યારે આમંત્રણ કરવા આવી છું. "

લત્તા:- " ઘણી ખુશીની વાત છે, બ્હેન ! જરૂર વખત થતાં હું ત્યાં આવી પહોંચીશ. " લત્તાએ આનાકાની સિવાય આમંત્રણનો સ્વીકાર કર્યો.

શેઠાણી પોતાનો કપટ પાસો સાનુકુળ થવાથી ખુશી થઇ. કેટલીક બીજી સાધારણ વાતો કરી "વેળાસર પધારજો" કહી પોતાને ત્યા જવા તૈયાર થઇ. એટલે લત્તાએ રાત્રી ઘણી વ્યતિત થયેલી જણાવી આગ્રહ પૂર્વક શેઠાણીને પોતાને ત્યાં રાખી. શેઠાણીને પણ રહેવાની જરૂર પડી. કારણ કે તે અત્યારે લત્તાનુ કહેવું માન્ય કરે નહિ; તો કદાચીત્ લત્તા રીસાઇને કાલે બાગમાં આવશે નહિ, તેવી દહેશત ઉત્પન્ન થવાથી શેઠાણી લત્તાના વીચારની વિરૂદ્ધ થઇ શકી નહિ. શેઠાણી ઘણા દીવસે પોતાને ત્યાં આવેલી હોવાથી લત્તાએ તેની સારી મેમાનગીરી કરી. નીંદ્રાનો સમય થતાં પોતાની સાથે શેઠાણીને સૂવા માટે પલગ બીછાવ્યો. અને બંન્ને સખીઓ હાસ્યવિનોદ કરતા નીંદ્રાધીન થઇ.

શેઠાણીને નીંદ્રાધીન થતાં સ્વપ્નનો ભાસ થવા લાગ્યો. જાણે ચંદાવત ઇનામ લીધા શિવાય બાગમાં આવ્યો. તેને જોઇ શેઠાણી ક્રોધથી સ્વપ્નમાં મોટેથી બુમો પાડવા લાગી. તેથી જોડે સુંતી લત્તા ઝબકીને જાગી. અને નીંદ્રામાં શેઠાણીએ ઉચ્ચારેલા શબ્દોનું ખાસ મનન કરવા લાગી.

શેઠાણી:- " (સ્વપ્નમાં) બસ, મને તો રૂપિયા અને અલંકારો પ્રથમ મળવા જોઇએ."

સ્વપ્નમાં ભાસ રૂપે પ્રતિઉત્તર સંભળાયેઃ- " લત્તા

હજુ ક્યાં છે? લત્તા આવશે એટલે મારા માણસો તમને જરૂર ઇનામ આપશે."

"અરે, લત્તા તો આવી જાણો. તે ભોળી હોવાથી મારા પ્રપંચ તંત્રમાં પુરેપુરી ફસાઇ છે. પણ મને જ્યાંસુધી મારા રૂપિયા મળશે નહિ, ત્યાંસુધી હું તેને અહીંથી ઉપાડવા દેઇશ નહિ." શેઠાણીએ લોભ પ્રવૃતિથી નીંદ્રામાં કપટનો પૂર્ણ સ્ફોટ કર્યો.

સ્વપ્નમાં અધુરા પ્રશ્નનો ઊત્તર મળ્યોઃ-"અરે! તમે આવાં અધીરાં કયમ જણાઓ છો? જુઓ, મારા માણસોતો આ આવી પહોંચ્યાં. પરંતુ લત્તા ક્યાં છે? બોલાવો તેને, અને લ્યો તમારા ઇનામને."

શેઠાણી જુસ્સાથી કહેવા લાગ્યાંઃ-"જુવો, આ સામેથી લત્તા, તથા મારી બીજી સખીઓ આવે છે, તેમા જેણે ઘણું મૂલ્યવાન વસ્ત્ર પરીધાન કરેલું છે તેજ મહારાણી લત્તા. હવે ઉપાડો તેને, પણ કામ કરજો જાળવીને. અને લ વો મારા ઇનામને.

તેને હવે પ્રતિઉત્તર સંભળાયો નહિ. પરંતુ તેને બદલે અન્ય નવો દેખાવ દ્રષ્ટીગોચર થયો. જાણે રૂપિયા આપ્યા વગર ચંદાવત લત્તાને ઊપાડી ચાલ્યો. એટલે શેઠાણી ગભરાટથી ચંદાવતને પકડવા જેવી તેની પૂંઠે દોડવા જાયછે;

તેવી ધબ લેઈને પલંગમાંથી જમીન ઉપર પડી. મસ્તકમાં ઈજા થવાથી સ્વપ્ન વિસરી જઇ તે જાગૃત થઈ. એટલે લત્તા જાણે કંઈ જાણતી ન હોય તેમ તેને આશ્વાસન આપવા લાગી પ્રભાત થતાં શેઠાણીને ગાડીમાં બેસાડી તેને ત્યાં મોકલી દીધી.

લત્તાએ શેઠાણીના સ્વપ્નમાં સંપૂર્ણ વચનો સાંભળેલાં હોવાથી પોતાની ચતુરાઇથી પોતાના ઉપર રચાયલા તર્કટની તમામ હકીકત સમજી શકી હતી. તેથી શેઠાણીને તેના કૃત્યોથી ફસાવવા માટે તેણે યુક્તિ યોજી રાખી હતી.

શેઠાણી મહેલમાં આવતાં તે ઘણી હર્ષવંત થઇ હોય તેમ હાવભાવ બતાવી નવીન વસ્ત્રો ધારણ કરવા લાગી. પરંતુ આ વખતે તેણે કીંમતી વસ્ત્રો ન પહેરતાં ઘણાં સાદાં વસ્ત્રો ધારણ કર્યાં. અને એક બહુ મૂલ્યવાન જરીની સુશોભીત સાડી શેઠાણીને ભેટ કરી. શેઠાણી લોભને વશ થઇ ચંદાવતને કહેલી નીશાની વીસરી જઇ આનંદમાં આવી તે સાડી પહેરી લીધી લત્તા પોતાનું કાર્ય સફળ થએલું જોઇ તેની સાથે ચાલતી બાગ તરફ ગઇ.

લત્તાને આવતી દેખી શેઠે ચંદાવતને છુપાવીને કહ્યું કે:– “જે કીંમતી વસ્ત્રો પહેરીને આવે છે, તેને અહીંથી જલ્દી ઉપાડી જજો. તે મદદને સારૂ બુમરાણ કરે નહિ માટે તેના મુખમાં વસ્ત્રનો ડુચો ઘાલજો. તોફાન કરે નહિ માટે તેના હાથ અવળા બાંધી લેજો. પગ બાંધવાને ચુકતા નહિ.”

શેઠની શીખામણ સાંભળી "બહુ સારૂં" કહી ચંદાવત પોતાનું કાર્ય સફળ કરવા તત્પર થયો. બાગમાં આવતાં પ્રકાશના અભાવે લત્તાને ઓળખ્યા શીવાય સારાં વસ્ત્રોની નીશાની મુજબ શેઠાણીને ઉપાડી ચાલતો થયો. શેઠાણીએ તેને સમજાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ ચંદાવતે શેઠની સલાહ સાચી માનેલી હોવાથી તે વ્યર્થ ગઇ.

શેઠાણીનું હરણ થતાં લત્તા તુરત પાછી ફરી રાજભુવનમાં ચાલી ગઇ. લત્તાને શેઠાણીના રૂપમા પાછી ફરતાં જોઇ શેઠને કૌતુક ઉત્પન્ન થયું. તે મનમાં સમજ્યો કે હરણ લત્તાનુ નહિ પરંતુ શેઠાણીનું થયુ છે. પણ અફસોસ! ચંદાવત ઘણે દૂર નીકળી ગયેલો હોવાથી તે શેઠાણીને બચાવી શક્યો નહિ.

ચંદાવતે શેઠાણીના બુમ બરાડાની જરા પણ દરકાર કર્યા વગર તેને એક સુંદર ગાડીમાં બળાત્કારથી બેસાડી અશ્વોને પુર વેગથી અલકાપુરી ભણી હાંકી ચાલ્યો. જયમલની પાસે ઘણી ત્વરાથી પહોચી ગયો. જયમલે તેને ઘણી ટુંક મુદ્દતમાં આવી પહોંચેલો જોઇ ધન્યવાદ આપતાં લત્તાને છુટી કરવા હુકમ કર્યો.

### કરણી નો બદલો

આણેલી સ્ત્રી છુટી થતાં લત્તાને બદલે અન્ય યુવતિને નીહાળી જયમલે ક્રોધાંત થઇ ચંદાવતનો એક અક્ષર સાંભળ્યા વિના તેનો શીરચ્છેદ કર્યો.

શેઠાણી પણ જયમલના ગુસ્સાનો ભારે ભોગ થઇ પડી. જયમલે તેનાં નાક કાન કપાવી નાખી પોતાનાં એક હબસી ગુલામ સાથે તેનાં જબરજસ્તીથી લગ્ન કરી દીધાં.

# પ્રકરણ ૨૫ મું

## રાજ્ય ભક્તિ

(રાગ) (માન માયાના કરનારારે જરી જોનેતપાસી તારી કાયા)

કર્મ કાળાંના કરનારારે; સ્વ ચક્ષુએ અંધ થનારા,
પરદારાના રંગ રૂપાળારે; ભાળી ભોલ્યો મૂરખ મન તારા.

પરનારી છે પાવકનો કુંડ અરેરે; જેમા સળગે સુંદીર રૂપ જ્વાળા,
પતઇ કરણને મોગલ રાણા; સર્વે છે તેમા હોમાણા રે......
મૂર્ખ જોને વીચારી મન તારા.

કાળીકા રૂપે માનો કામની પરાઇ; જેના ખપ્પરમાં વીષયી ખપાણા.
લંકા લુંટાણી ને રાવણો રોળાણો; કીચક સરખા કુટાણા રે...
મૂર્ખ જોને વીચારી મન તારા.

હાડ માંસને મહીં રૂધીર ભરેલું; ઉપર ચામના ચીરા મઢાણા,
કામનીની કાયા ન જાણો કંચની; કહે જાદવ મુવા જે લુભાણા રે
મૂર્ખ જોને વીચારી મન તારા.

જયમલની પટરાણી તેજબા ઊપરનું મધુરૂં ગીત પોતાના પતીને અનીતિથી પાછો ફેરવવા જયમલને સંભળાવવા સારૂં ગાતી હતી. પોતાનો દાવ ન ફાવવાથી

નીરાશ થએલો જયમલ એકદમ ક્રોધાંધ થઇ તેજબાનો વધ કરવા તૈયાર થયો. તેટલામાં તેના ખુશામતીઆ મિત્રોનું ખાનગી મંડળ આવી પહોંચ્યું. તેઓએ જયમલને સમજાવીને શાન્ત કર્યો. જયમલે તેઓને ગમે તે પ્રયત્ને લત્તાને પકડી લાવવા સારૂ વીનંતિ કરી. તે સાંભળી તેના સ્વાર્થ સાધક મિત્રો પોતાનો અભિપ્રાય દર્શાવવા લાગ્યા.

"કાર્ય જેટલું કળથી થાય છે તેટલું બળથી થતું નથી. માટે મહારાજા હું ધારૂં છું કે આ કાર્યમાં પ્રપંચ જેટલો વીજય કરી શકશે તેટલો વીજય જુલમથી થસે નહિ."

"મહારાજા! હું જ્યાં સુધી આપનો સેવક આ સૃષ્ટિમાં હૈયાત છું ત્યાં સુધી ગમે તે ઉપાય યોજી વસંતને કેદ કરી લત્તાને આપના ચર્ણની દાસી બનાવીશ મહારાજ! હું આપના કાર્ય બદલ ઇનામની અભીલાષા ધરાવતો નથી; પરંતુ સાચા સ્નેહી તરીકે મારી ફરજ અદા કરવા તૈયાર છું. આપના વિશ્વાસુ થોડાક માણસોની મને મદદ આપો. જેથી હું આપનું કાર્ય કરવા તત્પર થઇ શકું."

તે મિત્રની આવી અદ્ભુત હીંમતથી પ્રસન્ન થઇ જયમલે તેને કેળવાયલા બસો લશ્કરી સિપાઇઓ; અને વાટ ખર્ચીના એક લાખ રૂપિયા આપ્યા. તે લઇ તે મિત્ર જેનું નામ શઠરાય હતું, તે પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે

ચંપાનગરી ભણી વીદાય થયો. તેણે ચંપાનગરીમાં ન જતાં શહેર બહાર એક એકાંત જગ્યામાં ઊતારો કર્યો. ત્યાં રહી વાંદરાના જેવા દશ પોશાક તૈયાર કરાવ્યા. તેના ઉપર યુક્તિ પૂર્વક વાળ ચોટાડી પુછડાં બનાવ્યાં માટીનાં કાળાં મોઢાં કર્યાં. તાત્પર્ય; તે પોશાક પહેરનાર બરાબર વાંદરાની નકલ કરી શકે. પછી કેટલાક બળદો વેચાતા લાવી તેના ઉપર પોઠો નાખી દરેક પોઠમાં બબ્બે માણુસ શસ્ત્ર સાથે છુપાવી રાખી તે પોઠોને શીવી લઇ ચંપકનગરીના રાજમહેલ સમીપ થોડે થોડે દુર ઉભી રાખી. પછી શઠરાય દશ માણુસોને વાંદરાનો સ્વાગ ધારણુ કરાવી વાંદરાની ચાલ ચલાવતો રાજ મહેલ આગળ લઇ ગયો, અને વસંતને પોતાના ખેલો જોવાની વીનંતી કરી, રાજાએ નવીન તરેહનાં વાંદર જોઇ તેના ખેલો જોવાની વીનંતી સ્વીકારી તેને રાજભુવનમાં બોલાવ્યો. ખેલો જોવા લક્ષ્મી પણુ સાથે આવીને બેઠી. શઠરાયે મદારીની પેઠે ડુગડુગીઆં વગાડતાં ખેલની શરૂઆત કરી, વાંદરાં ઊંચાં નીચાં થઇ નૃત્ય કરવા લાગ્યાં, ગોળ ગરબડવા લાગ્યાં, ગોટીમલાં ખાવા લાગ્યાં, એક ઉપર એક ઊભાં રહેવા લાગ્યાં, વાંકાં વળી રાજા-રાણીને સલામ કરવા લાગ્યાં, વીગેરે ભીન્ન-ભીન્ન પ્રકારના અવનવા પ્રયોગો કરી રાજાને ખેલ જોવામાં લીન કરી નાંખ્યો. યોગ્ય સમય મળતાં શઠરાયની ઇસારતથી ગોળ ફરતાં ફરતાં રાજા-રાણીની આસપાસ વીંટલાઇ વળી એકદમ તે

નીર્દોષ દંપતીને કેદ કરી કરી લીધાં. વસંતે "દગો, દગો," એમ ઘણી બુમો પાડી. પણ તેને કંઇ મદદ મળી શકી નહિ. કારણ કે રાજમહેલની હેઠળ પોઠોમાં છુપાયલાં જયમલનાં લશ્કરી માણસોએ પ્રગટ થઈ મહેલનો કબજો લીધો હતો. તેથી તેની મદદ માટેની સર્વ બુમો વ્યર્થ ગઇ. ચંપાનગરીને કબજે કરી દુષ્ટ શઠરાય વસંત-લત્તાને કેદી તરીકે જયમલ પાસે લેઇ ગયો. જયમલ તેમને જોઇ ઘણો ખુશી થયો. વસંતને તુરંગમાં મોકલી લત્તાને પોતાની પાસે રંગમહેલમાં બોલાવી લીધી.

એ બધો પ્રતાપ કરામતી કાળચક્રનો છે. તેને રામ અને કૃષ્ણ સરખા સમર્થ મહાત્માઓ પણ મિથ્યા કરી શક્યા નથી. તો ક્ષણભંગુર કાયાના માનવીઓનું સુખ અવીચળ ક્યાંથી થઇ શકે ?

લત્તાને પોતાની પાસે બોલાવી જયમલે તેને સમજાવવા આરંભ કર્યો.

"પ્રિય લત્તા ! તારા જેવી રાજહંસણી શું કાગડાના ઘરને શોભાવા લાયક હતી ? સાચો હીરો પિત્તળની અંગુલીમાં શોભે ખરો કે ? મોતીની માળા શ્વાનના કોટમાં દીપે ખરી કે ? વીધાત્રીની મૂર્ખતાથી તારા જેવું સુંદરી રત્ન વનમાં ઘાસ પાલો ખાઇ ઉછરેલાને ભોગ પડે, તે મારા જેવા ચતુર પરીક્ષક ઝવેરીથી સહન થાય ખરૂં કે ? ના, નજ થાય. માટે

મેં તને મારો રંગ મહેલ દીપાવાને સારૂં ઘણાં કષ્ટ સહન કરીને આણી છે. એક વખત તું મને ઠગીને તારા જાદુના જોરથી નાસી ગઇ હતી, તેમ આ વખત બનવું મુશ્કેલ છે. માટે આવ, મારી રસીકડી આવ, અને આ ભોગી ભ્રમરાને ભેટી તારા અધરામૃતનું પાન કરાવી સૃષ્ટીનું તમામ સુખ સંપાદન કર. ”

“ ચુપ કર, વિષયાંધ કૂતરા; તારા હૃદયથી જરા વિચાર કરીને જો રાવણ સરખો મહાન રાજા પરસ્ત્રી લેવા જતાં મંદોદરી જેવી લાવણ્યમયી સ્ત્રી ગુમાવી બેઠો. એક કીચકે દ્રૌપદી ઉપર કુદૃષ્ટિ કરી, તેના પરિણામમાં સો કિચકનો વધ થયો. ઔરંગજેબ જેવા મહાન મોગલ પાદશાહનું રાજ્ય પાયમાલ થયું. અરે! ઇંદ્ર જેવા દેવતાને અહલ્યાની અભીલાષાથી રોગને આધીન થવું પડયું. માટે વિચાર કરીને જો. પરસ્ત્રી બળતા અગ્નિનો ડુંગર છે. તેની લાલચમાં પડનારો અભાગી મનુષ્ય સહકુટુંબે સત્વર નાશ પામે છે. હે રાજેન્દ્ર! તું પર સ્ત્રીને નહિ સતાવતાં મને તારી પુત્રી સમજી મારો અને મારા પતિનો અહીંથી ઉદ્ધાર કર. અર્થાત, અમોને બંધન મુક્ત કર. તેમાં તારૂં શ્રેય સમાયલું છે. હમોને રાજની લાલસા નથી. માટે હમો જંગલમાં જઇ અમારૂં અવશેષ આયુષ્ય હરીચિંતવનમાં વ્યતિત કરીશું. ”

“ સુંદરી! તું ચતુર હોવાથી હૃદયમાં વિચાર કરીને

જો. આ સંસાર સ્વપ્નવત છે. તેમાં મનુષ્ય દેહ અમુલ્ય છે. મનુષ્યા દેહમાં યુવાની હીરા કરતાં અધીક કીમતી છે. તે યુવાનીના વખતમાં જે મનુષ્ય મોજ–શોખમાં મસ્ત ન રહેતાં તેને વ્યર્થ ગુમાવે છે, તે અંતે જરૂર પસ્તાય છે. માટે આવ, રસીકડી આવ. મને વ્યર્થ ન સતાવ. યુવાની નિર્થક ન ગુમાવ."

"ભૂપતિ ! હૃદય પ્રદેશનો અંધકાર જ્ઞાન દીપથી દૂર કરો. વિચાર કરીને જુઓ કે, એકજ કુવાનું જળ ભિન્ન ભિન્ન પ્રકારનાં ધાતુઓનાં અવનવાં પાત્રોમાં ભરી ( સોનું, ચાંદી, તાંબુ, પિત્તળ, જરમન વિગેરેમાં ) તેનું પાન કરવાથી શું તેનો સ્વાદ ખારો, ખાટો, તીખો, ગળ્યો એવી રીતે જુદો જુદો આવશે કે ? ના, નહિજ. તેવીજ રીતે તમારી રાણીઓ અને હું એકજ પંચભૂતમાંથી ઉત્પન્ન થએલ છીએ; વિરામ પણ તેમાં થવાનો છે. માટે જળનાં દ્રષ્ટાંતથી સમજી જઇ મને આપની પુત્રી સમાન જાણી કૃપા કરી જવા દો."

"પ્રિય ! જેમ તૃષાતુર માણસને ગમે તેવું સ્વાદીષ્ટ ભોજન નિરૂપયોગી છે, તેમ હું તારા પ્રેમનો તરસ્યો હોવાથી તારાં વિનયનાં વચનો સાંભળવા અશક્ત–લાચાર છું."

"મૂઢ ! નૃપતિ ! સાંભળ. પ્રેમ એ બજારની વસ્તુ નથી, કે જે મૂલ્ય આપવાથી મળી શકે. પ્રેમ, એ લોખંડની

ત્રીજોરીમાં છુપાવેલો નથી, કે જે ત્રિજોરી તોડી બળપૂર્વક મેળવી શકાય છે. પ્રેમ, એ બાગ-બગીચામાં નીપજતો નથી, કે જે યુક્તિથી આણી શકાય છે.

ડગલે ડગલે ડુંગરા; વીકટ પ્રેમનો પંથ,
કૃપા કરે ભગવંત તો; સંત પામતા અંત.

"અક્કલહીન અબળા! તારા પ્રેમ પાસમાં હું જકડાએલો હોવાથી તારા અઘટીત શબ્દો હું શાંતિથી સહન કરૂં છું. બોલ; હવે તું છેલ્લો એક જવાબ દે. તું ખુશીથી મારા આધીન થઇ મારી પર્યંક શાયિની થશે કે નહિ? તું રાજી ખુશીથી મારી ઇચ્છા તૃપ્ત કર. નહિ તો હું બળાત્કારથી તને મારા કબજામાં લઇ મારી દાસી બનાવીશ. વિચાર અત્યારે અહીં તારો સાહાક કોણ છે? તારો શૌર્યહીન પતિ મારા કેદખાનામાં પડી રહેલો છે. તે તને મદદ કરી તેમ નથી."

"સતીનો સાહ્યક તે છે કે, જેણે વાંદરનું સ્વરૂપ ધારણ કરી દ્રૌપદીને કીચકના પંજામાંથી બચાવી હતી. મારો સાહ્યક તે છે કે, જેની આજ્ઞાને આધીન થઇ સૂર્ય-ચંદ્ર નભમંડળમાંથી પોતાનો પ્રકાશ નીયમીત રીતે ફેલાવી રહ્યા છે. સત્યનું રક્ષણ કરવા ઇશ્વર પોતે પોતાની ફરજથી બંધાએલો છે. જુના ઇતિહાસો તેની સાક્ષી પૂરે છે. પ્રહ્લાદને તેના પિતાના જુલમમાંથી બચાવવા માટે પ્રભુ સ્તંભમાંથી પ્રગટ

થયા હતા. પાંડવના સત્યથી શ્રીકૃષ્ણ બંધાએલા હોવાથી કૌરવના સામે શ્રીકૃષ્ણની મદદથી પાંડવો જય મેળવી શકયા હતા.

"ઠીક; ત્યારે બોલાવ હવે તારા સાહ્યકને."

એમ કહી જયમલ પોતાની નીચ વૃત્તિ તૃપ્ત કરવા માટે લત્તા તરફ ધસી ગયો. લત્તાએ પોતાનું શીયળ બચાવવા સારૂ મનમાં ઇશ્વરનું સ્તવન કરવા માંડયું. તુરત આશ્ચર્ય સાથે જયમલના પગ જમીન ઉપર સ્તંભીત થઇ ગયા. તેણે ચાલવાને માટે ઘણો પ્રયત્ન કર્યો; પણ તે પાપીષ્ટ તેની જગ્યાએથી એક તસુ આગળ વધી શકયો નહિ. તેથી ક્રોધને વશ થઇ મ્યાનમાંથી પોતાની સમશેર કહાડી દૂરથી મારવા માટે લત્તા ભણી ઉગામી, પણ તેનો ઉંચો કરેલો હાથ ઉંચો રહી ગયો. તેથી તે લત્તાને જાદુગર સમજી ભયથી ગાભરો બની કંપવા લાગ્યો. તેણે પોતાના સીપાઇઓને ત્યાં બોલાવી લત્તાને કબજે કરવા–પકડવા સારૂ હુકમ કર્યો. પાંચ સાત સીપાઇઓ એક સામટા લત્તા ભણી ધસ્યા. તેઓ લત્તાની સમીપ પહોંચતાં લત્તાની આસપાસ તેના શીયળના પ્રભાવથી અગ્નિની જવાળાઓ ભૂગર્ભમાંથી પ્રગટ થઇ તે પવિત્રતાની દેવીનું રક્ષણ કરવા લાગી. મીયાંભાઇ ખમચ્યા, તેઓ તેને પીશાચણી–ડાકણી ધારી આગળ ન વધતાં મૂઠીઓ વાળી પાછા પગલે નાસવા લાગ્યા. લત્તા પોતાનું શીયળ સચવાયલું જાણી નીરભય થઈ, તેથી તે નીડર બની મહેલમાંથી બહાર નીકળી

જેલમાં પોતાના પતિને મળવા માટે ચાલી. કેદની સમીપમાં પહોંચતાં પહેરીગીરો તેના તેજથી અંજાઇ જઇ લત્તાને જવાનો માર્ગ આપી દૂર ઉભા રહ્યા. લત્તા કેદના દ્વાર સમીપ પહોંચતાં દ્વાર ઉપર વાસેલાં મોટાં તાળાં આપોઆપ ખુલી ગયાં. તેથી વિના પ્રયાસે તે કેદખાનામાં દોડી જઇ પોતાના પતિના ચરણમાં શીર નમાવી બે હસ્ત જોડી દ્રવીત અંતઃકરણે ઉભી રહી. કેદનાં તાળાં સીપાઇઓએ તરત બંધ કર્યાં. વસંતસેનને પોતાની પ્રિયતમાને કેદમાં આવેલી જોઇ આશ્ચર્ય પ્રાપ્ત થયું. તેમ વીષાદ યુકત હર્ષ પણ થયો. તેથી હાલ તે દંપતીને તુરંગમાં રહેવા દેઇ તેમની રાજધાની ચંપાનગરીની ખબર જોઈએ.

વસંત–લત્તાને પકડી શઠરાયે પોતાનું લશ્કર ચંપાનગરીમાં બેસાડી ત્યાં જયમલની આણ ફેરવી હતી. ચંપાનગરીની રૈયત વસંતસેનની દરેક આજ્ઞાને સંપૂર્ણ રીતે માન આપતી હોવાથી વસંતે પોતાના નગરમાં લશ્કરનું ખર્ચ રાખ્યું નહોતું. તેથી શઠરાય વગર પ્રયત્ને એકદમ ફાવી શક્યો. થોડા રાજ્ય ભક્તો બંડ કરી તેના સામા થયા તેમની શઠરાયે કતલ ચલાવી તેમને ઠાર કર્યા. તેથી શાણા લોકો તેમની સામા ન થતાં ગુપ્ત રીતે રામસીંહના પ્રમુખપણા નીચે એકાન્ત સ્થળે ભેગા થયા ત્યાં સર્વાનુમતે એમ ઠરાવ થયો કે રામસીંહે વારંગનાના વેષથી જેલરને ફસાવી વસંતસેનને લઇ નગ્ર બહાર ન્હાસી આવવું. ત્યાં રાજ્ય ભક્ત યુવકોનું સૈન્ય મદદ માટે

છુપાવી રાખવું આ ઠરાવ અનુસાર રામસીંહ ગુપ્ત મંડળમાંથી પોતાની પસંદગીના થોડા ચુંનંદા લડવૈયાને સાથે રાખી વૃદ્ધોની આજ્ઞા લઇ અલકાપુરીમાં ગયો. ત્યાં જઇ તેણે ગુપ્ત રીતે તજવીજ કરી વસંતસેનની ભાળ શોધી કાઢી. એક દિવસે સૂર્યાસ્ત સમયે રામસીંહે સુંદર સ્ત્રીનો વેષ ધારણ કરવા માંડયો. બનાવટી કેશ મસ્તક ઉપર બાંધી તેને છુટા મૂકી દીધા. ભાલ પ્રદેશમાં કુમકુમના ચાંદલાને બદલે હીરા જડીત સૂવર્ણની ટીકી ચોટાડી દીધી. રામસીંહનો દેહ ગૌર વર્ણ હોવાથી તે બાલ્યાવસ્થાથી અનુપમ ખુબસુરતી ધરાવતો હતો. પરંતુ કામીને વિશેષ વીવ્હળ બનાવવા સારૂ; યુરોપીઅન લેડીની વાંદરીઆ નકલ કરનારી અર્ધ દગ્ધ સુધરેલી યુવતીઓની પેઠે તેણે પોતાના મુખ ઉપર ફેસ પાઉડર એટલે ગામઠી ભાષામાં કહીએ તો વીલાયતી ચુનો ચોપડી દીધો. રંગભૂમિની નાયીકાની નકકલ કરી ગાલ ઉપર ગુલાબી રંગ લગાવી દીધો. તંબોળથી મુખ દીપાવી દીધું. ગળામાં કુસુમના હાર ધારણ કરી દીધા. સ્ત્રીના તમામ અવયવોનો ઘાટ સંપૂર્ણ કરવાને માટે રૂનો યોગ્ય પ્રમાણમાં ઉપયોગ કરી ઊપર રેશમી કંચકી ધારણ કરી. એવા ઉત્તમ વસ્ત્રાલંકારોથી તેનું સ્ત્રી સૌન્દર્ય એવું સુશોભીત દીપવા લાગ્યું કે રંભા તેના રૂપથી લજ્જીત બની જાય. મહાન સતીઆ તેને સ્ત્રી સમજી પોતાનું સત વિસરી ભાન ભૂલી જાય તેમ હતું, ત્યારે મૂર્ખ બિચારા

પહેરીગીરો તેનામાં લુબ્ધ થાય તેમાં આશ્ચર્ય કહી શકાય નહિ.

રામસીંહ એવી રીતે ઉત્તમ વારાંગનાનો સ્વાંગ ધારણ કરી સાથે પાંચ બહાદુર યુવકોને તબલા–સારંગી બજાવનાર તરીકે સાથે રાખી કેદખાના ભણી પ્રયાણ કર્યું. કેદખાના સમીપ પહોંચતાં તેને જોઇ જેલર સાહેબ એકદમ તેના સૌન્દર્યથી સ્તબ્ધ થઇ જઇ બોલ્યા:—

"અય અસમાનકી હુર ! તુમ કોન હો ? ઔર કહાં જાતી હય ? કીધરસે આતી હય ?"

"જી હુજુર! મુલ્ક મશહુર, મેં દિલ્હિ શહેરકી રહેનેવાલી હું. મેરા નામ દીલહરજાન હય. મેરા પેસા ગાને બજાનેકા હય. મય જયમલકી બહુત તારીફ સુનકે ઊનકી પાસ મુજરા કરનેકે લીયે જાતી હું."

"અય દીલહરજાન ! તુમ એક દફે અપના ગાના થોડાસા મુજેભી સુના. મેરા જીગર તુમ ખુશ કરોગે, તો આપકુ ભી મય ખુશ કરૂંગા."

"સરકાર ! મુઝે નહિ હય દૌલતકી દરકાર. મય તો સચ્ચા પ્યારકી હું ઊમ્મીદવાર.

"મય આપસે પ્યાર કરૂંગા, બીબી બનાકે રખુંગા."

"મય નહિ જાનતા હું કે આપ આસમાનકી હુર હય યા આલમકી નુર હય."

"મેરે દીલાવર દીલદાર! મય હુર ભી નહિ; ઔર નુર ભી નહિ, મયતો આપકી ફર્માબદાર લૌંડી હું."

"મેરી જાને જીગર! તુમેરા મેરે પર બહુત અહેશાન હુવા."

"મેરે પ્યારે દીલદાર! ઊસમેં મહેરબાની કાયકી? મયતો આપકી સચ્ચી માશુકા હું. એક કમતરીન માસુકાકી તારીફ હદસે જ્યાદા કરકે મુજે મત શરમાવ." એમ કહી રામસીંહે લટકો કરી જેલરને વધુ મુગ્ધ બનાવ્યો.

"મેરે નુરે ચસ્મ! મય બહોત ઇતેજાર હું કે આપકા કોયલ જયસા સુરસે એક ગાન સુનાવ."

રામસીંહ પોતાનો સ્વાર્થ સાધવા યુક્તિથી બોલ્યો:– "જી, મુઝે એક બડી હરકત હય. ઉસકે લીએ મય આપકા ફરમાન મંજુર નહિ કરનેકે લીએ મય આપકી મુઆફી મંગતી હું."

રામસીંહનું કહેવું સાંભળી જેમ વજ્રાઘાત થયો હોય તેમ નાસીપાસ થઈ જેલર બોલ્યો:–"વો ઇનસાન અલ્લાહ, પાક પરવર દીગાર, તું મેરે પર રહમ કર. વો મગરૂબ ઔરત મુઝે ઊસકા ગાના નહિ સુનાકે નારાજ કરનેકું ઈરાદા રખતી હય. અય ઔરત! તુમકુ ઇધર કીસ બાતકી હર્જે હય? વો મુઝે સુનાવ; મય સીતાબીસે દૂર કરૂંગા."

રામસીંહ.—"મેરે સચ્ચે આશક, જ્યાદે હરકત કુછ

નહિ હય. મગર વો કયદી મેરા નૃત્ય દેખને લાયક નહિ હય મય તુમેરા જયસા અમીર ઊમરાવકું મેરા નૃત્ય દીખાતી હું. ઉસ લીએ મય અયસી ઊમ્મીદ રખતી હું કે આપ વો કયદીકો વહાંસે છોડદો, વો ચલા જાયગા ફીર મેરા નૃત્ય શરૂ હોયગા."

"મેરી સચ્ચી માશુકા! ઊસમેં ક્યા બડી બાતહે. મય અભી છોડ દેતા હું."

એમ કહી ગાન સાંભળવાની ધુનમાં ભાન ભુલા મીયાંભાઇએ ભવિષ્યનો વીચાર કર્યા વગર તુરત કેદખાનાનું દ્વાર ખોલી વસંત-લત્તા ને બહાર કાઢી મેલ્યાં. રામસીંહે તેમને ઇસારતથી નમન કરી પોતાનું આવાગમન સુચવ્યું. ચતુર વસંત તેનો ભાવાર્થ સમજ્યો. એક તબલચીના વેશમાં રહેલો યુવક વસંત-લત્તાને ત્યાંથી સંકેત સ્થળે લેઇ ગયો. તુરત ગાયનની ધુન જામી.

રામસીંહ:—

"મારા નાથ નગીનારે (૨) બની દાસી તમારી (૩)
રસીલાજી રસ ભીનારે (૨) પ્યારા પ્રીતમની પ્યારી (૩)
રમણી રસીલી — લ્યો ગણી છબીલી,
અરે વાહ, વાહ, વાહ... .... ... ...મારા.
પીયુ પાતળીઆરે (૨) જોઇ દરશન તમારૂં, (૩)
હૃદય કમળ આ મારૂંરે (૨) હરખ્યું બહુ વારૂં, (૩)

પ્રીયતમ આપ તણી—દાસી દીન ગણી,
લીઓ હેતેથી સ્વીકારીરે.... .... .. ......
... ... ... ... ...બની દાસી તમારી (૩) મારા"

ગાયન સમાપ્ત થતાં રામસીંહે જેલર સાહેબને નમીને સલામ કરી પ્રયાણ કરવા માંડયું. એટલે જેલર સાહેબની સાન ઠેકાણે આવતાં તેમને ભાન આવ્યું. તેથી તે બુમપાડી બોલી ઊઠયાઃ—

"અય ફરેબી ઔરત! અબ તું કહાં જાતી હય? મેરા કયદી તુમને કીધર ભગાયા? વો મુઝે સીતાબીસે બતા. ફીર તુમકું જાનેકી રજા મીલેગી. વહાં તક તુમકું ઇધરસે જાને નહિ દઊંગા."

એમ કહી તેને પકડવા માટે જેલર સાહેબ દોડયા. રામસીંહે પોતાના ઉપર આવેલી આફતનો તુરત ખ્યાલ કરી સ્ત્રીનાં વસ્ત્રો દૂર ફેંકી દીધાં. ગુપ્ત રાખેલો લડાયક પોષાક ધારણ કરીને તેના સામી વીદ્યુત સરખી ઝબકારા મારતી ખુલ્લી સમશેર લઇ ઉભો રહ્યો. તેનું અનુકરણ કરી તબલચીઓ પણ તેવા પોષાકમાં સજ્જ થઇ ગયા. મીયાંભાઇ દગો થયો જાણી ભયભીત થયા. તેમના પગ ધ્રૂજવા લાગ્યા. એટલે તેણે જેલ રક્ષકોને રામસીંહ ઉપર હુમલો કરવા કહ્યું રામસીંહ યુદ્ધ કળામાં નીપુણ હોવાથી તેમનાથી ડરે તેવો નહતો. તથી

યુદ્ધ શરૂ થયું. ચોકીદારોની સંખ્યા વીસપચીસની હોવાથી તેઓએ રામસીંહને ઘેરી લીધો. પરંતુ તેઓમાંના ઘણા સીપાઇઓને રામસીંહે ઘાસની પેઠે કાપી નાખ્યા. બાકીના સીપાઇઓ પોતાના સાથીનાં શબ રઝળતાં જોઈ જીવવાની આશાએ સામા ન થતાં ભયથી દોટ મુકી જયમલની પાસે નાસી ગયા. ત્યાં જઇ વસંતસેનનાં નાસી જવાના સમાચાર વીદિત કર્યા. જયમલે તે ક્ષણે પોતાનું સૈન્ય તૈયાર કરી વસંતને શોધવા માટે પંઠે ચાલી નીકળ્યો.



# પ્રકરણ ૨૬

## જયમલની હાર

વસંત-લત્તાનો યુક્તિથી ઉદ્ધાર કરી તબલચીએના રૂપમાં છુપાએલા તેના સીપાઇઓ તેને પ્રથમથી નીર્માણ કરેલા સંકેત સ્થાનમાં લેઇ ગયા. ત્યાં તેની રાહ જોતા તેના આજ્ઞા પાળક સેવકો પોતાનાં રાજા-રાણીને જોવાથી હર્ષવંત થયા. થોડા સમયમાં રામસીંહ ત્યાં આવી પહોચતાં સર્વેએ તેને હર્ષ ધ્વનીથી વધાવી લીધો. તેણે થોડો સમય વિશ્રાંતિ લીધા બાદ પ્રથમથી તૈયાર રાખેલા મ્યાનામાં વસંત અને તેની પ્રિયતમાને બેસાડી મ્યાનો ભોઇઓ પાસે ઉપડાવી ચંપકપુરી ભણી પ્રયાણ કર્યું. તેઓ પ્રબળ શત્રુના ભયથી ઘણા ઉતાવળા ચાલતા હોવાથી એક રાત્રિમાં લગભગ ચાલીસ ગાઉ નીકળી ચુકયા. પ્રાતઃસમયે એક નાના રમણીય ગામડા સમીપ આવી પહોંચ્યા. તેઓ સર્વે એક મત થઇ સહેજ વિશ્રાંતિ લેવા ત્યાં સ્થંભ્યા. થોડીવારમાં દૂરથી તેમને ધૂળના મોટા ગોટા ઉડતા આવતા જણાવા લાગ્યા. વાવટોળનું તોફાન સમજી તેઓ નિશ્ચંત ચિન્તે ત્યાં બેઠા. પણ તુરત

તેમને અશ્વની ખરીઓના અવાજ સંભળાવા લાગ્યા. અને બાલ સૂર્યનાં ફુટતાં અનેરી કિરણોમાં તેમને રૂપેરી ચળકતા ભાલાઓનો પ્રકાશ દૃષ્ટિગોચર થયો. રામસીંહ પોતાની તર્ક શક્તિથી આવતી આફતનો ખ્યાલ સમજી શકયો. તેથી તેણે પોતાના સાથીઓને ઉદ્દેશીને કહ્યું:-

"ભાઇઓ! આપણને આ સન્મુખ જણાતા ધુળના ગોટા વાવંટોળના નથી, પરંતુ તે આપણા દુશ્મન રાજા જયમલ્લનું સૈન્ય છે. હવે ઝાઝો સમય વિચાર કરવાનો રહ્યો નથી. માટે આપણા મહારાજા અને મહારાણીને આ પાસેના ગામમાં કોઇ નીર્ભય સ્થળે તાકીદથી છુપાવવાને માટે યોગ્ય બંદોબસ્ત કરવો જોઇએ. અને દુષ્ટ જયમલને ભ્રમિત કરવા સારૂ મહારાજાને બદલે ચાર શુરવીર યોદ્ધાઓ મ્યાનામાં છુપાવી ત્વરાથી પ્રયાણ કરો. આપણા કપટ તંત્રનો ભેદ ખુલ્લો ન થવા સારૂ પ્રાણાંત સુધી મ્યાનાનું સંરક્ષણ કરવા માટે જયમલની સામા યુદ્ધ કરજો. તેથી તે આપણું કપટ કળી શકશે નહિ, અને તેટલા સમયમાં મહારાજા કોઇ નીર્ભય સ્થળમાં છુપાઇ શકશે."

સર્વેને આ વિચાર ઘણો પસંદ પડયો. તેથી તેમના એક સાથીએ વસંતસેનને વિનંતિ કરતાં કહ્યું:-"મહારાજ! મારી બહેન આ પાસેના ગામમાં રહે છે, અને ત્યાં આપની સારી બરદાસ થશે; માટે હાલમાં આપ ત્યાં પધારો."

વસંતસેને તેની વિનંતિનો સ્વીકાર કરવાથી તે રાજ્યભક્ત સેવક તેમને પોતાની બહેનના ઘર તરફ લેઇ ચાલ્યો.

રામસીંહે પણ તરત પોતાનો મુકામ ઉઠાવી મ્યાનામાં ચાર શુરવીર યોદ્ધાઓને સુવાવી ત્વરાથી કુચ શરૂ કરી. તેઓ બે ગાઉ પણ દૂર ગયા નહિ તેટલામાં જયમલ્લના ઘોડેસ્વાર લશ્કરની ટોળીએ તેમને પકડી પાડ્યા. અને તે નાની શુરવીર ટોળીને ઘેરો ઘાલી તેમને આગળ વધવાના માર્ગનો અવરોધ કરી ઉભા રહ્યા. પછી જયમલ્લ તેમને લલકાર બતાવતાં બોલ્યો:

" રે, અજ્ઞાન સીપાઇઓ સાંભળો. જેઓને પુષ્કળ સાહ્યબી જોઇતી હોય, જેઓને સંપૂર્ણ માનવાળા મોટા રાજદ્વારી ઓદ્ધાઓ જોઇતા હોય, જેઓ સુખને ઇચ્છતા હોય, અને જેઓ પોતાનાં બાળ બચ્ચાનું ભલું ચાહતા હોય, તેઓએ એકદમ વસંતસેનને મારે તાબે કરી દેવો. '

રામસીંહે તેના ઉત્તરમાં જણાવ્યું—" અરે પ્રપંચી! રણક્ષેત્રમાં શુરવીર પુરૂષો કદી પણ પોતાનાં યશોગાન ન કરતાં યુદ્ધનો આરંભ કરે છે. તારૂં શુરાતન અમોએ જોયેલું છે. જે વખત અમો ચંપાનગરીમાં હાજર ન હતા, તે વખતે અમારા મહારાજાને દગાથી કેદ કર્યા, તે સમયે તારૂં શુરાતન ક્યાં સંતાડી દીધું હતું. કોઇ પણ કાર્યમાં શુરવીરો પ્રપંચ કરતા નથી. દગાથી જય મેળવવો એ તારા જેવા બાયલાઓનું

કામ છે. તારામાં જો કંઇ પણ શુરાતન હોય, તો તે બતાવવાનો પ્રસંગ હવે ઉપસ્થિત થયો છે. ચાલ, યુદ્ધનો આરંભ કર."

આવું સાંભળી જયમલે બ્યુગલ વગાડતાં તત્ક્ષણે ઉભય પક્ષમાં યુદ્ધનો આરંભ થયો. જયમલનું લશ્કર ઘોડેસ્વાર હતું. રામસીંહના સીપાઇઓ પાયદળ હતા જયમલના લશ્કર પાસે અગનાસ્ત્ર, હતાં; રામસીંહના માણસો પાસે ફક્ત તલવારો અને તીરકામઠાં હતાં, જયમલનું લશ્કર પાંચસો માણસનું હતું, રામસીંહની પાસે ફક્ત પચાસ માણસ હતા. રામસીંહને તેથી જય મેળવવાની આશા ન હતી, પરંતુ તે ઘણો રાજ્યભક્ત હોવાથી પોતાનો રાજા નીભર્ય સ્થળે છુપાઇ જાય તેટલો વખત મેળવવા સારૂ તેને યુદ્ધ કરવાની ફરજ પડી. 'એક મરણીઓ સોને ભારે' એવો વિચાર કરી જયમલના લશ્કરમાં ધસી જઇ રામસીંહે જબરો કેર વર્તાવ્યો. વાઘ જેમ બકરાંના ટોળાને નીદયતાથી ચીરી નાખે, તેમ રામસીંહે દુશ્મન દળની છાતીઓ ચીરી નાખી. થોડા સીપાઇઓ પોતાનું કપટ ખુલ્લું ન પડે તે હેતુથી મ્યાનાની રક્ષા કરતા ઉભા રહ્યા હતા. રામસીંહ ગમે તેટલો શુરવીર હતો, પરંતુ જયમલનું લશ્કર વધુ હોવાથી તે દુશ્મન દળના ઘેરામાં સપડાઇ ગયો. જયમલે તેને પાછળથી દગો કરી ભાલા વડે ઘાયલ કરતાં તે અચેતન થઇ ભૂમી ઉપર ઢળી પડયો. તુરત જયમલ અશ્વ ઉપરથી ઉતરી મ્યાના ભણી દોડયો. તે ધારતો

હતો કે હવે વસંત-લત્તા જરૂર તેના હાથમાં આવશે. પરંતુ તેની તે ધારણા આકાશ કુસુમવત્ નીષ્ફળ ગઇ. મ્યાના સમીપ પહોંચતાં ત્યાં ઉભેલા સીપાઇઓએ તેને રોકયો. તેથી તેણે સીપાઇઓને ઘણી લાલચ બતાવી પણ તેમણે તેનો તીરસ્કાર કરી પુનઃ યુદ્ધનો આરંભ કર્યો. વસંતના મુઠ્ઠીભર માણસોએ ખેડુત જેમ દાતરડા વડે ઘાસની કાપણી કરે તેમ જયમલના લશ્કરનાં શીર ટપોટપ કાપવા માંડયાં. જયમલ તેમના શૌર્યથી દીગમૂઢ થયો. તેનો જ્યારે જય મેળવવાનો દાવ ફાવ્યો નહિ ત્યારે પોતાના લશ્કરને બંદુકોથી લડવાનો હુકમ કર્યો. અગનાસ્ત્ર મારા સામે તરવારીઆ શક્તિહીન થઇ મૃત્યુની આધીનતા સ્વીકારી સર્વે ધરણી ઉપર ઢળી પડયા. જયમલનો આનંદ તેના વિજયથી હૃદયમાં ઊછળવા લાગ્યો. તે હર્ષીત વદને મ્યાના સમીપ જઇ કહેવા લાગ્યોઃ—

"પ્રિય લત્તા! વ્હાલી લત્તા! હવે તમે કયાં જશો? આવો, આવો, મારા હૃદય પીંજરમાં રમી રહેલા મધુરા બુલબુલ આવો. એમ કહી તેને પકડવા માટે મ્યાનામાં જોયા વીના હાથ ઘાલ્યો. અંદર છુપાઇ રહેલા સીપાઇઓ સાવધ હતા. તેમણે વખત વીચારી મ્યાનામાં ઘાલેલો હાથ કાપી નાખ્યો. જયમલ દગો થયો જાણી ગભરાયો. હાથ કપાઇ જવાની વેદનાથી તે ત્યાંથી આર્તનાદ કરતો દૂર નાઠો. તુરત મ્યાનામાંથી ચાર શસ્ત્રધારી સીપાઇઓ બહાર નીકળ્યા, તેથી

ત્રીજી વખત યુદ્ધનો આરંભ થયો. ફક્ત ચાર સીપાઈઓ જય મેળવી શકે તે તદ્દન અસંભવીત હતું. પરંતુ શાસ્ત્રકારો કહે છે કે, 'રામ રાખે રે તેને કોણ મારી શકે' તેમ ઘણા અણીના સમયે ચાર સીપાઈઓની મદદે દૂરથી ત્રણ દીશામાંથી ઘણાજ વેગમાં ચાલ્યાં આવતાં ત્રણ પ્રબળ લશ્કરો નજરે પડયાં. જયમલ પોતાની મદદ જાણી હર્ષવંત થયો, પરંતુ તે હર્ષ તુરત શોકના રૂપમાં છવાઇ ગયો. કારણ કે તે લશ્કર તેના મિત્ર તરીકે નહિ; પરંતુ દુશ્મન તરીકે આવ્યાં હતાં. એટલે વસંતસેનની મદદે આવ્યાં હતાં. * * *

ચંપકપુરીમાંથી જ્યારે રામસીંહ નીકળ્યો ત્યારે ત્યાં રહેલા તમામ રાજ્યભક્ત વૃદ્ધોએ પોતાના યુવાન પુત્રોને ભેગા કરી જનની જન્મ ભૂમિના ઉદ્ધાર માટે દેહનો નાશ થાય તો ભલે. પરંતુ કાર્ય સીદ્ધ કરવાનો ઉપદેશ આપી તેમને સારી રીતે ટુંક મુદતમાં યુદ્ધકળા શીખવી કીંમતી શસ્ત્રો આપી રામસીંહની મદદે મોકલ્યા હતા. પૂર્વ દીશામાંથી જે લશ્કર આવતું હતું તે લશ્કર એ ચંપકપુરીના યુવકોનું હતું,

દક્ષીણ દીશામાંથી જે લશ્કર આવતું હતું તે રામપુરથી સત્યવીજય લેઇને આવતો હતો. તેને ચંપકપુરીના જાસુસે જઇને વસંતસેનની મદદ કરવા પ્રાર્થના કરી. વસંતસેનની દુઃખી હાલત સાંભળી તુરત તે બળવાન સૈન્યસહ અલકાપુરી

ભણી ચાલી નીકળ્યો હતો. તે બરાબર અણીની વખતે વસંતસેનના લશ્કરની મદદે આવી પહોંચ્યો.

જે જાસુસ રામપુરમાં સત્યવીજયને સમાચાર કહી આવ્યો હતો; તે જાસુસ ત્યાંથી વિજયપુરમાં લત્તાના પિતા વીજયસેન પાસે ગયો, ત્યાં જઇ તેણે લત્તાની સવીસ્તર હકીકત કહી. પોતાની પુત્રીને યોગ્ય પતિ મળેલો જાણી તે આનંદીત બન્યો. અને તેની મદદ માટે તે લશ્કર લેઇ બનતી ઉતાવળે કુચ કરી અહીં સમરક્ષેત્રમાં આવી મળ્યો. ઉત્તર દીશામાંથી જે લશ્કર આવતુ હતું તે (ત્રીજુ) લશ્કર વીજયસેનનું હતુ.

તે ત્રણે લશ્કરો એક સમયે અણધાર્યાં વસંતસેનની મદદે આવી પહોંચતાં રણાંગણનો રંગ પલટાઇ ગયો. વીજયદેવી જયમલથી રીસાઇ ગઇ તેનો એક હસ્ત પ્રથમથી મ્યાનામાં કપાઇ ગયેલો હોવાથી તે યુદ્ધ કરવા અશક્ત હોવાથી જયમલ ગભરાઇ ગયો. સત્યવીજયે તેના લશ્કરમાં ધસી જઇ તેને કેદ કર્યો. તેનુ બાકી રહેલુ લશ્કર છુપ લેઇને નાઠું. એટલે વસંતસેનના જયધ્વનિનો ઘોર નાદ સર્વત્ર ગાજી રહ્યો. પરંતુ ત્યાં વસંતસેન ન હોવાથી તેને શોધવાને માટે અચેતન રામસીંહના કહેવાથી સત્યવીજય અને વીજયસેન તે નાના ગામડા ભણી ચાલ્યા.

વસંતસેન પોતાની જીત થએલી સાંભળી યુદ્ધક્ષેત્રમાં

આવતો હતો, તેથી તેમને સામો મળ્યો. ત્રણે જણા મળી ભેટી રણક્ષેત્રમાં ગયા. ત્યાં વસંતસેને રામસીંહને અચેતન અવસ્થામાં જોઇ વૈદને બોલાવ્યો. વૈદે આવી એક જાતનાં ઝાડનાં પાંદડાંના રસ રામસીંહના ઘાવ ઉપર રેડતાં તે શુદ્ધિમાં આવ્યો. તેથી સર્વને આનંદ થયો. પછી જયમલનું જીતી લીધેલું રાજ્ય ચંપકપુરીના રાજ્ય સાથે જોડી દીધું.

વિજયસેને પણ પોતાના સાહસ કૃત્યની માફી ચાહી પોતે વૃદ્ધ થએલો હોવાથી વિજયપુરનું રાજ્ય વસંતસેનને પહેરામણીમાં ભેટ કરી વાનપ્રસ્થ થયો.



# ઉપસંહાર

નીતિ શાસ્ત્ર કહે છે કેઃ—

સત્ય જીત્યું; તેણે જગત્ જીત્યુ.
સત્ય શરીરનો સાચો શૃંગાર છે.
સત્ય સૃષ્ટીનુ એ મૂલ ઝવાહીર છે.
સત્યના ઉપાસકો ત્રીલોકને વશ કરી શકે છે.

સેંકડો મનુષ્યો પ્રબળ પરીશ્રમે કહેવાતું ક્ષણિક સુખ મેળવી શકે છે. પણ તેઓનું સુખ અનીતિથી ઉપાર્જીત કરેલું હોવાથી વીધુતના ઝબકારની પેઠે ક્ષણવારમાં અદૃષ્ય થાય છે.

જેઓને ચીરકાળ સ્થાયી અચળીત સુખ સંપાદન કરવાની આકાંક્ષા હોય; તેઓએ પ્રથમ અનીતિનો નાશ કરી સત્ય અને નીતિ ઉપર વીજય મેળવવાની જરૂર છે. કારણ કે સર્વ રીદ્ધી-સીદ્ધી સત્યના આધીન રહેલી હોય છે.

ભગવત્ ગીતાના પાંચમા અધ્યાયના સન્યાસ યોગના ચૌદમા સ્લોકમાં કૃષ્ણ-અર્જુનને ઉદ્દેશી કહે છે કે; પરમાત્મા કોઈનાં કર્તવ્યને ઉત્પન્ન કરતા નથી, તેમ કર્મ ફળ સબંધને રચતા પણ નથી. એટલે ઈશ્વર મનુષ્ય માત્રને તેના કૃત્યનો બદલો આપે છે. જેઓ પોતાના ખેતરમાં બાજરી વાવે, તેઓ

ઘઉં કેમ લણી શકે ? અર્થાત, જેઓ અનીતિનું દાસત્વ કરે, તેઓ ખરૂં સુખ કેમ મેળવી શકે ? અનીતિના પંથે ચાલનારાઓ ઘણી વાર દુ:ખની વેળાએ ઇશ્વરને અથવા નસીબને દોષવાન ઠરાવે છે, તેમાં દોષ કોનો ? તેનો પોતાનો.

લોભ પ્રવૃતિ એ રૂપાળી ડાકણ છે. ઇચ્છીત વસ્તુઓનો લોભ થતાં તે પ્રાપ્ત કરવાને સારૂ લોભનાં ભાઇ–બહેન પ્રપંચ અને અનીતિની આધીનતા સ્વીકારવી પડે છે. જેઓ ધીરે ધીરે પોતાના આશ્રીતોને વીનાશની ખીણ તરફ ધકેલી દે છે. જ્યાં તે હીણભાગી લોભી માણસ રીબાઇ રીબાઇને નાશ પામે છે.

હવે આપણે આપણી મૂળ વાર્તાના સારાંશ ઉપર આવવું જોઇએ.

પાપી મદાન્ધસેને રાજ્ય લોભથી માતૃ તુલ્ય રાજ પત્નિ સાથે વ્યભિચાર કર્યો; સત્યથી ચાલનાર સત્યવિજયને દગાથી દેશપાર કરાવ્યો. પરંતુ તેના પરિણામમાં તેના વીનાશનો પંથ ખુલ્લો થયો, અને પોતાના હાથે આપઘાત કરી નાશ પામ્યો.

સત્યવિજયે કંઇ પણ સ્વાર્થ વીના સત્યના આશ્રીત થઇને જાનના જોખમે વિજયસેનને બે વખત મૃત્યુના મુખમાંથી બચાવી લીધો. તેના બદલામાં નીતિના ઉપહાર તરીકે કરૂણાળુ કીરતારની ગુપ્ત આજ્ઞાને આધીન થઇ વસંતસેને લગ્નના રક્ષક તરીકે રામપુરનું રાજ્ય તેને બક્ષીસ કરેલું આપણે

પ્રકરણ એકવીસના અંતમાં આપણે વાંચી ગયા છીએ.

વચન ભ્રષ્ટ ન થવા લત્તાએ પીતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી મનથી માનેલા વસંતને પતિ તરીકે સ્વીકાર કર્યો. અથાગ વિપત્તિઓ સહન કરી નીતિના પથે પ્રયાણ કર્યું પરિણામમાં નહિ ધારેલા મોટા રાજ્યની તે રાણી થઇ. ગુણવંત પતિને મેળવી સૃષ્ટિ સુખમાં નીમગ્ન થઇ. લોભને આધીન થઇ જેઓ નીતિનો ત્યાગ કરતા નથી, તેઓની સમીપમાં હંમેશાં સાચું સુખ હાજર રહેલું હોય છે.

હરી ઓમ્

શાન્તિ. શાન્તિ શાન્તિ.



